# વર-વહુ અમે

લેખક

વિ. સ. ખાંડેકર



અનુવાદકો

પ્રો. બિપિન ઝવેરી
એમ. એ.

કાન્તિ બરોડિયા
એમ. કૉમ.

ત્રણ રૂપિયા



એન. એમ. ત્રિપાઠી લિમિટેડ
પ્રિન્સેસ સ્ટ્રીટ
મુંબઈ



સ્વ. બ્હેન કોકિલાને —

'મ્હને ગમગીની દમે, સ્મૃતિ ભરાય વહાલાં થકી.'

—કા. બ.

'તમે પત્ની' ને 'હું પતિ' પણ બીજાનાં

—સુંદરમ્

* * *

પુરુષોનું બધું મોટપણું ઘરની બહાર હોય છે. ઘરમાં તો તે નાના છોકરા જેવા હોય છે. તેમને શું ગમે છે, શું ગમતું નથી એ ધ્યાનમાં રાખી આપણે વર્તીએ તો તેમને કેટલો આનંદ થાય?

—ઉષા, પૃ. ૮૧

* * *

ત્યાગ સિવાય ખરી સમાજ–સેવા શકય નથી.

—અરુણ, પૃ. ૧૬૨

* * *

ત્યાગ એ પ્રેમમંદિરનો પાયો છે. ભોગ એ તે મંદિરનો કળશ છે. પાયા વગર કોઇ પણ મંદિર ઊભું રહી શકતું નથી.

—નીલમ, પૃ. ૧૮૯

# પ્રાસ્તાવિક

ચાર વર્ષ ઉપર અમે આચાર્ય પ્રહ્લાદ કેશવ અત્રેનું 'લગ્નની બેડી' નામનું રમૂજી નાટક ગૂજરાતને ચરણે ધર્યું હતું. આજે મહારાષ્ટ્રના એટલા જ જાણીતા સાહિત્યકાર શ્રી. વિ. સ. ખાંડેકરની આ ગંભીર કૃતિ ગૂજરાત સમક્ષ મૂકવાનું સાહસ કરીએ છીએ.

શ્રી ખાંડેકરની કલમથી ગૂજરાતીઓ અજાણ નથી. 'દોન ધ્રુવ' 'ક્રૌંચવધ' અને 'કેવડાના કાંટા' ના આશકોને ખાંડેકરની શક્તિની પિછાણ આપવાની ન હોય. આચાર્ય અત્રેની જેમ શ્રી. ખાંડેકરે પણ સિનેમાક્ષેત્રમાં ઝંપલાવ્યું છે. આ દીર્ઘકથા પણ એમણે પોતાના 'સુખાચા શોધ' (મરાઠી) અને 'મેરા હક' (હિંદી) બોલપટ પરથી તૈયાર કરી છે, અને એ મરાઠીમાં 'સુખાચા શોધ' ને નામે પ્રકટ થઇ છે.

કેટલાક મિત્રોની સૂચનાથી અમે પુસ્તકના નામની જેમ મૂળ વાર્તાનાં એક–બે સિવાયનાં બધાં નામ બદલ્યાં છે, ને મહારાષ્ટ્રનાં ગામોને બદલે ગૂજરાત–કાઠિયાવાડનાં ગામો મૂક્યાં છે. કેટલેક સ્થળે લાંબા પરિચ્છેદો—પેરેગ્રાફ—ના બેત્રણ ભાગ પાડી નાંખ્યા છે. આ નજીવા ફેરફારો કરવાનો આશય શ્રી. ખાંડેકરની આ કૃતિને ગૂજરાતમાં બને તેટલી વધુ લોકભોગ્ય કરવાનો છે. આ ફેરફારોથી મૂળના આત્માને અણુમાત્ર આંચ આવે એમ નથી એવી પ્રતીતિ હોવાથી જ અમે એ છૂટ લીધી છે.

આ કૃતિનું ભાષાંતર કરવાની રજા આપવા માટે અમે સાક્ષર શ્રી. ખાંડેકરના ખૂબખૂબ ઋણી છીએ. એ જ રીતે, ટૂંકી મુદતમાં સુંદર, સમભાવભર્યો ને તલસ્પર્શી પ્રવેશક લખી આપવા માટે મુરબ્બી જ્યોતીન્દ્રભાઇના અને પુસ્તકને 'ગુજરાતી' અઠવાડિકમાં ટુકડે ટુકડે પ્રસિદ્ધ કરવા માટે એના સ્નેહાળ માલિકોના અમે આભારી છીએ.

અખાત્રીજ : ૨૦૦૨ — બિપિન ઝવેરી

૩૬૪, સૅન્ડહર્સ્ટ રોડ મુંબઇ, ૪ — કાન્તિ બરોડિયા

# અનુક્રમ


| | | |
|---|---|---|
| પ્રાસ્તાવિક | | ૫ |
| પ્રવેશક | | ૭ |
| ૧ | ધનસુખરામ | ૧ |
| ૨ | અરુણ | ૯ |
| ૩ | ઉષા | ૨૫ |
| ૪ | અરુણ | ૩૯ |
| ૫ | ઉષા | ૫૦ |
| ૬ | અરુણ | ૬૦ |
| ૭ | ઉષા | ૭૫ |
| ૮ | મંજરી | ૮૮ |
| ૯ | ધનસુખરામ | ૧૦૧ |
| ૧૦ | અરુણ | ૧૦૬ |
| ૧૧ | ઉષા | ૧૨૪ |
| ૧૨ | મંજરી | ૧૩૮ |
| ૧૩ | અરુણ | ૧૪૭ |
| ૧૪ | મંજરી | ૧૬૭ |
| ૧૬ | ઉષા | ૧૬૯ |
| ૧૫ | ધનસુખરામ | ૧૭૩ |
| ૧૭ | નીલમ | ૧૭૮ |




# પ્રવેશક

આપણા એક સુપ્રસિદ્ધ વિવેચકે આપણે ત્યાં પ્રસિદ્ધ થતા અનુવાદો વિષે ફરિયાદ કરતાં કહ્યું હતું, કે આપણી ભાષામાં જોઇએ તેટલા પ્રમાણમાં અનુવાદો થતા નથી અને જોઇએ તે કરતાં વધારે પુસ્તકોના અનુવાદ થાય છે. આ વચનમાં રહેલા વિરોધાભાસનો પરિહાર કરતાં એમણે સમજાવ્યું હતું કે પરભાષાનાં ઉત્તમ પુસ્તકોના અનુવાદ જોઇએ તેટલા પ્રમાણમાં આપણને મળતા નથી, અને પરભાષાનાં હલકી કોટિનાં પુસ્તકોનો જોઇએ તે કરતાં વધારે પ્રમાણમાં અનુવાદ થાય છે

સામાન્ય રીતે લખવાનું મન થાય, લેખક તરીકે કીર્તિ મેળવવાની ઇચ્છા થાય અને સ્વતંત્ર રીતે કંઇ લખી શકાય એમ ન હોય, અને લખી શકાય તેમ હોય તો યે તે કોઇ પ્રકાશક પ્રસિદ્ધ કરવા તૈયાર થાય એમ ન હોય ત્યારે 'લેખક-પદેચ્છુ'ની વૃત્તિ પરભાષાની કોઇક જાણીતી કૃતિનું ભાષાંતર

કરવા તરફ વળે છે. પરંતુ એમાં પસંદગી કરવાની વિવેકશકિત એની બહુ કેળવાએલી ન હોય તો એ જે હાથ આવે તે પુસ્તકનું ભાષાંતર કરી નાખે છે. અને આવા પ્રકારનાં પુસ્તકોના અનુવાદો ઉભરાય છે ત્યારે વિવેચકને 'આપણે ત્યાં નકામા અનુવાદો ઘણા થાય છે' એમ વાજબી રીતે ફરિયાદ કરવી પડે છે. પરંતુ એવા પણ અનુવાદકો હોય છે, જેઓ માત્ર લેખક તરીકે પોતાનું નામ પ્રસિદ્ધ થાય એટલા ખાતર જ પારકી ભાષાનાં પુસ્તકોના અનુવાદ કરવા લલચાતા નથી. પરંતુ પરભાષાના શ્રેષ્ઠ સાહિત્યકારની ઉત્તમ કૃતિનો આસ્વાદ એ ભાષાથી અજાણ એવા પોતાના પ્રાંતના લોકો પણ લઇ શકે અને પોતાને જે ગમ્યું તેનો લાભ બીજાને પણ આપવો એવા ઉચ્ચ ઉદ્દેશથી પ્રેરાઇને, તેઓ પરભાષાના ઉત્તમ ગ્રંથની સવિવેક પસંદગી કરીને તેને પોતાની ભાષામાં ઉતારે છે.

પ્રસ્તુત અનુવાદ આ બીજા પ્રકારનો છે એ કહેવાની જરૂર નથી. ભૌગોલિક દૃષ્ટિએ મહારાષ્ટ્ર એ બંગાળ કરતાં આપણી વધારે નિકટ છે. પણ સાહિત્યની દૃષ્ટિએ મહારાષ્ટ્ર કરતાં બંગાળ આપણી વધારે નિકટ છે. બંગાળના પ્રથમ કક્ષાના જ નહિ, પણ બીજી ને કદાચ ત્રીજી કક્ષાના પણ સાહિત્યકારોની ઉત્તમ, મધ્યમ ને અધમ કૃતિઓનાં ભાષાંતરો—ને તે પણ એક જ કૃતિનાં એકથી વધારે ભાષાંતરો—આપણે ત્યાં થયાં છે ને હજી ય થાય છે. ગુજરાતે જેમ બંગાળી નામોની આયાત કરી તેમ એણે બંગાળી પુસ્તકોની પણ સારા પ્રમાણમાં કરી. પરંતુ આપણા પાડોશી મહારાષ્ટ્રના સાહિત્ય વિષે પ્રમાણમાં આપણને બહુ ઓછી માહિતી છે. હમણાં હમણાં આપણી દૃષ્ટિ મહારાષ્ટ્ર તરફ પણ ગઇ છે અને એ પ્રાંતના સાહિત્યકારોની કૃતિઓનાં ભાષાંતર પણ વધતાઓછા પ્રમાણમાં થવા માંડ્યા છે. આ પુસ્તકના મૂળ લેખક શ્રી. ખાંડેકરનું નામ મહારાષ્ટ્રમાં ઘણું જાણીતું છે.

ગુજરાતને પણ એ છેક અજાણ્યા નથી. અત્યાર અગાઉ દોન ધ્રુવ, ક્રૌંચવધ આદિ એમનાં પુસ્તકોનાં ભાષાંતર આપણી ભાષામાં પ્રગટ થઈ ચૂક્યાં છે ને તે સારો લોકાદર પણ પામ્યાં છે.

નિબંધ, વિવેચન, આખ્યાનકો, નીતિકથા, સિનેમાની વાર્તા, ટૂંકી વાર્તા, નવલકથા ઇત્યાદિ અનેક સાહિત્યપ્રકારોમાં એમણે સફળતાપૂર્વક કલમ ચલાવી છે. પરંતુ એમને વધારેમાં વધારે યશ મળ્યો છે ટૂંકી વાર્તાના અને ખાસ કરીને નવલકથાના લેખક તરીકે. શ્રી. ફડકે ને શ્રી. ખાંડેકર એ આજના મરાઠી સાહિત્યના શ્રેષ્ઠ વાર્તાકારો તરીકે લેખાય છે. એવા મરાઠી સાહિત્યના એક પ્રથમ પંક્તિના વાર્તાકારની કૃતિને ગુજરાતીમાં ઉતારવા બદલ આ અનુવાદકો આપણા અભિનંદનના અધિકારી બન્યા છે. અનુવાદ પણ એટલો કાળજીપૂર્વક ને મૂળને બરાબર સમજી લઇ તેને આત્મસાત્ કર્યા પછી કર્યો છે કે આ સ્વતંત્ર કૃતિ નથી, પણ અનુવાદ છે એમ ભાગ્યેજ લાગે છે. આપણી ભાષાને અજાણ્યા એવા મરાઠી ભાષાના પ્રયોગ આમાં ક્વચિત્ જ દેખાય છે; તેમ જ અનુવાદની શૈલી પણ એટલી સરળ ને પ્રવાહી થઇ શકી છે કે અનુવાદકોને કોઇ પણ સ્થળે, મૂળ લખાણને સમજવામાં અથવા તેને ગુજરાતીમાં ઉતારવામાં, ઝાઝો શ્રમ પડ્યો હોય એમ દેખાતું નથી.

પ્રસ્તાવના લખી આપવા માટે મને જ્યારે આ પુસ્તકના પ્રકાશકે એના છાપેલા 'ફર્મા' મોકલી આપ્યા ત્યારે તેના પર મૂળ લેખક કે અનુવાદકનું નામ નહોતું. આ કોઇ સ્વતંત્ર કૃતિ છે એમ ધારીને જ મેં એ પુસ્તક વાંચવા માંડયું અને થોડાં જ પાનાં વાંચતાં આનો લેખક સાધારણ કોટિનો નથી પણ પ્રથમ પંક્તિનો સાહિત્યકાર છે એમ મને થયું. થોડાંક પાનાં વધારે વાંચ્યાં ને મને ખાંડેકરનું સ્મરણ થયું. શૈલી, વિચાર, પાત્ર-વિધાન વગેરે સર્વમાં ખાંડેકર સાથે આટલું બધું સામ્ય કોઇ

લેખકનું હોઇ શકે નહિ ને પછીથી એક સ્થળે પાદટીપમાં આ અનુવાદ છે એવી મતલબનું વાંચ્યું ત્યારે થયું કે આ ખાંડેકરની કોઇ કૃતિનો અનુવાદ હોવો જોઇએ. પાછળથી તપાસ કરતાં જણાયું કે ખાંડેકરની सुखाचा शोध નામની નવલકથાનો આ અનુવાદ છે. ઉપરની વાત પરથી બે વસ્તુ તરત સ્પુટ થાય એમ છે. એક તો અનુવાદકો મૂળ વસ્તુને ગુજરાતીમાં ઉતારવામાં એટલા સફળ થયા છે કે પ્રથમ દર્શને આ કોઇ પુસ્તકનો અનુવાદ હશે એમ લાગતું પણ નથી. બીજી, ખાંડેકરનાં બીજાં પુસ્તકોની પેઠે આ પુસ્તક પણ 'ખાંડેકરીય' ખૂબી અને ખામીથી એવું ભરેલું છે, ખાંડેકરનાં વ્યક્તિત્વ ને વિશિષ્ટતાથી આ પુસ્તક પણ એટલું અંકિત થએલું છે કે એના લેખકનું નામ ન જાણતા હોઇએ તો પણ ખાંડેકરનું કર્તૃત્વ ઢાંકયું રહેતું નથી. પોતાનાં લખાણ અને શૈલીને આવું વિશિષ્ટત્વ વિરલ લેખક જ આપી શકે છે.

પ્રત્યેક સિદ્ધહસ્ત લેખકની કોઈ પણ કૃતિ રસપ્રદ, વિચારપૂર્ણ કે વિચારપ્રેરક ને સુવાચ્ય હોય જ છે. એ રીતે શ્રી. ખાંડેકરની આ નવલકથા પણ સ-રસતા, સુરુચિ ને ચિંતનાત્મકતાથી અંકિત થયેલી છે. આ એમની ઉત્તમોત્તમ કૃતિ નથી, છતાં ઉત્તમ કલાકારની કૃતિ છે એમ તો લાગી જ આવે છે. એમણે પસંદ કરેલા વિષયમાં ખાસ નવીનતા નથી, પણ એની રજૂઆત એમણે નવીન રીતે કરી છે. એમની પાત્રસૃષ્ટિઃ–ઘરનાંને ભૂલી પારકાની સેવા કરવાનો દંભ કરી અહંને સંતોષવા મથતા 'દેશભક્ત' ધનસુખરામ; કોઇ પણ પ્રકારની કીર્તિની આશા કે અપેક્ષા વિના આખા ઘરનો ભાર ઉપાડતો, પ્રણયની હૂંફ શોધતો ને એ હૂંફ મળે એવા સંજોગો ઉપસ્થિત થતાં પણ કંઇક અજ્ઞાન ને કંઇક ભોળપણને લીધે એવી હૂંફનો લાભ લેવા અસમર્થ બનતો

અને હૃદયની રંગભૂમિ પર ઊર્મિના સંઘર્ષણથી તૂટી પડતો ને અંતે પ્રિયજનની ઉષ્માથી ફરી ચેતન પ્રાપ્ત કરતો અરુણ; પ્રણય ને ત્યાગની પ્રતિમા સમી, મૃદુ છતાં કઠોર, અભણ છતાં સમજુ એવી ઉષા; પ્રેમને ને લગ્નને પણ પોતાની સત્તા જમાવવાના માત્ર સાધનસમાં માનતી, પોતાનું નામ આગળ આવે એ ઇચ્છાથી પ્રેરાઇને નામને કલંક લાગે એવાં કૃત્યો કરતાં ય ન અચકાતી, અભિમાન ને તોછડાઈથી ભરેલી છતાં કડવા અનુભવને અંતે પ્રણય, ને ત્યાગના સાચા મર્મને પ્રીછી શકનારી નીલમ ઇત્યાદિ સજીવ ને સુરેખ પાત્રો વડે દીપતી એમની પાત્રસૃષ્ટિ મોટે ભાગે પ્રતીતિકર છે. પરંતુ વ્યક્તિત્વની અપૂર્વ વિશિષ્ટતાથી અંકિત ને સ્મૃતિપટ પરથી ખસે નહિ એવું કોઈ પાત્ર આમાં જોવામાં આવતું નથી. આપણા રમણલાલ દેસાઇનું સ્મરણ કરાવે એવી રીતે આમાં ચિંતનની તેજસ્વી કણિકાઓ ઠેરઠેર વેરાએલી દેખાય છે, પરંતુ એ કણિકાઓ કોઇ પણ સ્થળે રસપ્રવાહને ખંડિત કરતી નથી, પરંતુ પાત્ર અને પ્રસંગ બંનેને અનુરૂપ રહી સામાન્ય રસપ્રવાહ સાથે એકરૂપ થઇ જાય છે. સેવા, ત્યાગ, પ્રણય, સુખ ઇત્યાદિ વિષે લેખકે જે અનુભવના નિચોડ જેવાં વાકયો મૂકયાં છે તે તરત ગળે ઊતરી જાય તેવાં છે.

અનુવાદક પરભાષાની કૃતિને પોતાની ભાષામાં ઉતારતાં તેનું નામ બદલી નાખે એ સામાન્ય રીતે ઉચિત ન ગણાય; કોઇક વિજ્ઞાન કે ઇતિહાસ કે એવા વિષયનું પુસ્તક હોય અને તેના મૂળ નામથી પોતાની ભાષામાં બરાબર અર્થબોધ થતો નથી એમ અનુવાદકને લાગે તો એ ભલે પોતાની ભાષામાં યોગ્ય લાગે એવી રીતે નામાંતર કરે. પરંતુ નવલકથાનું નામ ખાસ કારણ વગર બદલી નાંખવું એ યોગ્ય નથી. એથી એ અમુક ભાષાની અમુક કૃતિનું ભાષાંતર છે એ વસ્તુ છુપાઇ જાય

છે અને મૂળ લેખકને અન્યાય થાય છે. નવલકથા એક ભાષામાંથી બીજી ભાષામાં જાય એ કંઇ કન્યા પરણીને સાસરે જાય છે તેવું નથી કે તેનું નામ બદલવાનો વિચાર કરવો પડે. પરંતુ કોઇ વાર મૂળ લેખકે આપેલું નામ અનુવાદકને ખરો અર્થબોધ કરતું હોય એવું ન લાગે ત્યારે એ નામ બદલીને વધારે અર્થવાહી નામની પસંદગી કરે તો તે અનુચિત કહી ન શકાય.

મૂળ મરાઠી પુસ્તકનું નામ सुखाचा शोध છે. પુસ્તકનું નામ વાંચીને આમાં સુખ એ કેવી ભ્રામક વસ્તુ છે, માણસો એની શોધમાં કેવા આથડે છે ને છેવટે નિરાશ થાય છે, સાચું સુખ કેવળ વૈરાગ્યમાં જ છે એવી એવી ફિલસુફીભરી વાર્તા આવતી હશે એમ લાગે. અથવા એ કથાનાં પાત્રો સુખની શોધમાં ભટકતાં હશે; કોઇકને ધનપ્રાપ્તિમાં તો કોઇકને ભોગવિલાસમાં, કોઇકને ઇશ્વરચિંતનમાં તો કોઇકને દુન્યવી પ્રતિષ્ઠામાં, કોઇકને પ્રણય ને પ્રિયતમાની ઉપાસનામાં તો કોઇકને સત્તાના ઉપભોગમાં સુખ દેખાતું હશે અને પોતે ઇષ્ટ માનેલી વસ્તુને મેળવવા અને તેને પ્રાપ્ત કરી સાચું સુખ મેળવવા એઓ વ્યર્થ ફાંફાં મારતાં હશે એવો ભાસ પણ વાંચકના મનમાં ઉત્પન્ન થવાનો સંભવ છે. પરંતુ આ પુસ્તકનું ફલક એટલું વિશાળ નથી, કે એમાં આવી બધી બાબતોનો સમાવેશ થઇ શકે. એનું કથાવસ્તુ પણ સાદું ને સરળ છે ને એનો મુખ્ય વિષય પ્રણય, ને ત્યાગભાવના છે. અલબત્ત એ સર્વને સુખની સાથે સંબંધ છે અને પુસ્તકના અંતભાગમાં નીલમ પોતાના પતિને જે પત્ર લખે છે તેમાં સુખની ફિલસુફી એણે ચર્ચી છે. પોતાના અનુભવના નિચોડરૂપે એ કહે છે: "હું શું શું શીખી, કહું? સુખ કાવ્યની રમુજ કરવામાં નથી. પોતાના જીવનથી બીજાના જીવનમાં સંગીત નિર્માણ કરવામાં રહેલું છે. સુખ એ માણસોની દુનિયામાં હોય છે, પણ જ્યારે

તે બે માણસોનાં હૈયાં એકરૂપ થાય છે ત્યારે તે પ્રગટ થાય છે. ત્યાગ એ પ્રેમ મંદિરનો પાયો છે. ભોગ એ તે મંદિરનો કળશ છે. પાયા વગર કોઇ પણ મંદિર ઊભું રહી શકતું નથી. સમાજસેવા એ પ્રેમનું વિસ્તૃત સ્વરૂપ છે. જેને પોતાના ઘર ઉપર પ્રેમ નથી, જેને પોતાનાં માણસો ઉપર પ્રેમ નથી, તેને સમાજને ચાહતાં આવડવાનું નથી.” આટલાં વાકયોમાં આખી કથાનું હાર્દ આવી જાય છે. એમાં સમાજસેવા, પ્રેમ, ત્યાગ, ભોગ ને સુખની તાત્ત્વિક મીમાંસા પણ આવી જાય છે. આમ છતાં પ્રસ્તુત નવલકથા મુખ્યત્વે સુખની શોધને લગતી નથી એમ કોઇને લાગે તો તેમાં તેને દોષ દઇ શકાય એમ નથી. આપણા અનુવાદકોને આ પુસ્તકનું મૂળ નામ सुखाचा शोध બરાબર અર્થવાહી લાગ્યું ન હોય અને તેથી એમણે એ નામ બદલીને ‘વરવહુ અમે!’ એવું નવીન નામકરણ કર્યું હોય એ બનવાજોગ છે. ‘વરવહુ અમે!’ એ શીર્ષક વાંચીને ટેનિસનના સુપ્રસિદ્ધ કાવ્યના શ્રી. બ. ક. ઠાકોરે કરેલા ભાષાંતરની શરૂઆતની લીટી ‘વરવહુ અમે તો લડી પડયાં’ એ સહેજે યાદ આવે છે. અને આમાં પણ વરવહુની લડાઇની વાત છે. કાવ્ય-દેશનાં એ વરવહુ લડે છે, પણ પોતાના મૃત્યુ પામેલા નાના બાળકની કબર પાસે આવી પહોંચતાં બન્નેના મનનું સમાધાન થઇ જાય છે, તેમ આ નવલકથાના પ્રદેશમાં વસતાં વરવહુની લડાઇનો અંત પણ મૃત્યુ પામેલા નહિ પરંતુ નવીન જન્મનારા બાળકને લીધે આવે છે. અલબત્ત, બંને સમાધાન વચ્ચે અત્યંત ફેર છે.

શ્રી. ખાંડેકરના કોઇ પણ પુસ્તકને પ્રસ્તાવનાની જરૂર હોતી નથી. અને જરૂર લાગે છે ત્યારે એ પોતે જ લખે છે. એમના પુસ્તકના અનુવાદને પણ કોઇ પારકી પ્રસ્તાવનાની ભાગ્યે જ જરૂર હોય. પોતાની ગુણસમૃદ્ધિથી જ એ વાચકના

હૃદયનું આકર્ષણ કરવાને સમર્થ છે.

અંતમાં અનુવાદકોને એમની પસંદગી બદલ ને એમના આ સરળ ને સુવાચ્ય અનુવાદ બદલ અભિનંદન આપું છું અને આથીયે ઊંચી કોટિનાં પુસ્તકો આપણી ભાષામાં એઓ લઈ આવે અને ગુજરાતના વાંચકોને પરપ્રાંતના સમર્થ લેખકોની ઉત્તમોત્તમ કૃતિઓનો પરિચય કરાવતા રહે એવી આશા રાખું છું.

જ્યોતીન્દ્ર હ. દવે



૧

# ધનસુખરામ

માલ પાકે છે ત્યાં વેચાતો નથી એમ કહે છે તે કાંઈ ખોટું નથી.

મારી પાછલા નવ વર્ષની તપશ્ચર્યા આ વખતે ફળવા આવી, એકલાં રચનાત્મક કાર્યક્રમ ગોઠવનારાઓ તરફનાં સોળ આમંત્રણો ગળામાં આવી પડયાં. હરિપુરા, બારડોલી, અબ્રામા, વેડછા, સચીન—

છટ ! બધાં ગામોનાં નામ પણ યાદ રહેતાં નથી.

આ સોળ ભાષણોની તૈયારી એ કાંઈ નાનુંસૂનું કામ છે ? સોળ વિષયો શોધી કાઢવા માટે સાંજે માથું ખંજવાળતો બેઠો. 'જન–સેવા એ જ ઈશ્વર–સેવા,' 'ચરખો ? છટ ! સુદર્શન !,' 'સો રોગની એક દવા—ઉપવાસ,' 'ભગવાન ત્યાં જ વસે છે' આ ચાર મથાળાં કાગળ પર ટપકાવ્યાં ન ટપકાવ્યાં ત્યાં તો—

મારી કિમ્મત મારા ઘરને સમજાય છે જ ક્યાં? સમાજ-સેવકને પોતાના ભાષણની તૈયારી કરવા માટે શાંતિની જરૂર હોય છે, એ આ ઘરમાં કોઇના જ ધ્યાનમાં આવતું નથી.

દેશી કાગળ અને કાળી શાહી લઇ બેસીએ, તિલક-ગાંધીનાં પુસ્તકોનાં પાનાં ચાળીએ, એકાદ ઝમકદાર વાક્ય મગજમાં સ્ફુરે અને બરાબર એ જ પળે બા બારણામાં આવીને બૂમ મારે—

'ધનસુખ, મારે ઉપવાસ છે આજે. જરા જઇને કેળાં લઇ આવે છે કે?'

એવો ગુસ્સો આવે છે આવે વખતે!

પણ—

જન્મ આપનારી માને ના પણ કેમ કહેવી? મૂંગે મોઢે જઇને કેળાં લઇ આવવાં પડે છે.

ફરી આવીને કામે બેસીએ, તો સૂઝેલું વાક્ય હવામાં ક્યાંનું ક્યાં અલોપ થઇ ગયું હોય! કલાકકલાક સુધી મેજ સામે જોતા બેસીએ, તો પણ તે કાંઇ ફરી સૂઝે છે? મારા કામમાં અડચણ કરી પોતે સમાજનું કેટલું નુકશાન કરે છે એની બાને કયાંથી ખબર હોય? એણે તો ઉપવાસ કરવા, દેવની આરતી ઉતારવી અને બહુ-બહુ તો શિવલીલામૃત વાંચવું!

આનું કાંઇ કામ ન નીકળે તો મીરાં અને અનિલની કટકટ શરૂ થાય. પેટનાં છોકરાં રહ્યાં એટલે માયા રાખવી પડે. નહીં તો એકકનાં મોંમાં ડૂચો મારી આ કાટપીટિયાઓનું ધાંધલ બંધ કર્યું હોત!

બાકી આ વહેંતભર છોકરાંઓ પર ગુસ્સે થવું એ જ મૂર્ખાઈ છે. નાનાં છોકરાં એટલે કુરકુરિયાં કે વાછરડાં! એ આડા-તેડા કૂદકા મારે ને થોડાં ધીંગામસ્તી કરે એમાં નવાઈ શેની?

પણ આ અરુણ અને કિરીટ કંઈ દૂધ પીતાં કીકલાં છે? અરુણને આ સત્તાવીસમું—૭૮—અઠ્ઠાવીસમું વરસ ચાલે છે. હા, મૂછ કઢાવી એટલે કાંઈ જન્મોત્રી બદલાતી નથી! નાનો ભાઈ! એમ તો ધાંધલિયો પણ છે! એક બાજુ વીમાનું કામ કરે છે, બીજી બાજુ પરીક્ષા આપે છે! આ બધું ઠીક છે! પણ...

ધનસુખરામ કરીને પોતાનો એક મોટો ભાઈ છે એ કરતાં એને મારું વધારે મહત્વ લાગતું નથી. વીમા માટે ઘેર આવનારા ઘરાકો સાથે એકએક બબ્બે કલાક હાહાઠીઠી કરે, વચ્ચે જ વળી બે-બે અને ત્રણ-ત્રણ માળ સુધી સંભળાય એમ હસે, મીરાં અને અનિલને પીઠ પર લઈ 'ઘેટું લેશો કોઈ ઘેટું"—એમ બૂમો પાડે!

એની ઉંમરને આ છોકરમત બિલકુલ શોભતી નથી. આ અઠ્ઠાવીસ વરસના કીકાની સંતાકૂકડીમાં કોઈ કોઈને પકડી પાડે કે ઘરમાં હાસ્યનું ઘોડાપૂર શરૂ થઈ જાય છે, અને મારા ભેજામાં ઊછળતી સમાજસેવાની નવી-નવી કલ્પનાઓ ક્યાંની ક્યાં વિલીન થઈ જાય છે.

મુંબઈ જેવા ઠેકાણે હુલ્લડ થતાં કર્ફ્યુ ઑર્ડર નીકળે છે ને? ઘરમાં દિવસે પણ તેવો જ કાયદો હોવો જોઈએ એવું મને હાલમાં લાગવા માંડયું છે!

સાંજની જ વાત! કિરીટે પોતાની ઓરડીમાં જલસો શરૂ કર્યો ત્યારે મારું તો માથું ફરી ગયું! 'ભગવાન ત્યાં જ વસે છે' એ

આવા વિષય પછીનો વિષય હું શોધતો હતો ! હજી બાર આખ્યાનોના વિષયો મારે નક્કી કરવાના હતા; પણ પોતાના મામા આગળ કામનો કેટલો ઢગલો પડ્યો છે એની આ પાંચ વખત મેટ્રિકમાં નાપાસ થયેલા ભાણેજને ક્યાંથી ખબર હોય ? કંટાળીને એની ઓરડીમાં ગયો તો—

હાથમાં એક ફોટો લઈ ભાઈસાહેબ લહેરથી ગાય છે, મીરાં ને અનિલ ખૂબ રંગમાં આવી એનું ગીત સાંભળે છે—

ગાવું હોય તો એ ગધેડાએ 'વંદે માતરમ્' કે 'ઝંડા ઊંચા રહે હમારા' એવું કાંઈ ગાવું જોઈએ કે નહીં ? પણ આ છોકરો કિરીટ બૈયર લહેકાંથી ગાતો હતો—

**જમુના બિચ ખેલું ખેલ, અકેલી કયા, સાજના ?**

અને કહે—

**દૂર કયોં રહતા ?**

આ ગાયનનો કંઈ અર્થ છે ખરો ? જમુનાના પાણીમાં ખેલ કેવા ખેલવાના, માથાના ? 'જમુના નીર જઈ તરીયે, ચલ બાંધવા' એવું ગાયન હોત તો વ્યાયામશાળાને પણ એ કામ લાગત ! અને પેલી ગોપી કે રાધા બેફાટ 'દૂર કયોં રહતા ?' એમ કૃષ્ણને પૂછે છે ! આ કાંઈ ચાર રસ્તા વચ્ચે સ્ત્રીએ પૂછવા જેવો પ્રશ્ન છે ? પછી ઘરને ભીંત અને બારણાંને સાંકળની જરૂર જ શું ?

બાથરૂમમાંની બાઈ જો રસ્તામાં આવીને ઊભી રહે—છી ! છી ! એટલા માટે તો 'બ્રહ્મચારી'નો પાસ મળતો હોવા છતાં મેં એ બોલપટ જોયું નહીં ! બે-ચાર મિત્રોએ, 'ધનસુખરામ ! તમે ખૂબ

ભદંભદ થવા માંડયા કે શું ?' કહી મારી મશ્કરી કરી. પણ આપણે કાંઇ એ રસ્તે ગયા નહીં !

પણ જેની નજર ચુકાવીએ તે જ પાછળ પડે, એવો અમારા નસીબનો ખેલ છે. એ જ નફ્ફટ ગાણું કિરીટ ઉલટાવી–ઉલટાવીને ગાતો હતો ! આવાં ગાયન ગાતાં હોય તો તે ગણગણવાં જોઇએ કે નહીં ?

પણ આ મૂર્ખશિરોમણિને એટલી પણ અક્કલ ક્યાં છે ? રસ્તે જતાઆવતા લોકો સમાજસેવક ધનસુખરામના ઘરમાં આ ગાયન ગવાય છે એ સાંભળી જરા અટકી ઘર તરફ તાકીતાકીને જુએ એટલે મોટેથી ગાતા હતા ભાઇસાહેબ ! બાકી આવા આખલા સિવાય આટલા બુલંદ અવાજે બીજું ગાય પણ કોણ ?

ઓરડીમાં મારો પગ પડતાં જ કિરીટને જે ગભરામણ છૂટી—બેઉ છોકરાં તો વાઘ આવ્યો હોય તેમ નાસી ગયાં ! મને મારી જાત માટે અભિમાન થયું. આવી શિસ્ત જોઇએ ! આવો કડપ જોઇએ ! આવું પવિત્રતાનું તેજ જોઇએ ! નહીં તો—

કિરીટે હાથમાંનો ફોટો સંતાડી દેવાનો ખૂબ પ્રયત્ન કર્યો ! મામાએ વીસ દીવાળી વધુ જોઇ છે એ ભૂલી ગયો બેટમજી ! છેવટે મેં એ ઝૂંટવીને હાથમાં તો લીધો જ. થયું કે લાવ, તે કોઇ દેવનો કે દેશભક્તનો હોય તો મારી ઓરડીમાં લઇ જઇ ટાંગું ! પણ આ છોકરો શું કામ એવા ફોટા લાવે ?

કોઇ નટીનો ફોટો હતો એ ! એનું નામ કહેતાં કિરીટને બેતાળીસ પેઢી સ્વર્ગમાં ગઇ હોય તેટલો આનંદ થયો. કહે—'મિસ મંજરી !'

મેં મનમાં કહ્યું,

'એ મંજરી હો કે ખંજરી હો! આપણે શું કામ છે!'

બાઇસાહેબની ઓરડીમાં નજર ફેરવી તો જ્યાં ત્યાં નટીનાં ચિત્રો લગાડેલાં! છી!—છી!—છી! એ જીવતી પૂતળીઓને જોઇને મારાં તો રૂંવાડાં જ ઊભાં થઇ ગયાં!

મેં કિરીટને કહ્યું—'અરે દોઢડાહ્યા! આ બૈરાંને બદલે આટલા દેવના ફોટા લગાડયા હોત તો અત્યાર સુધીમાં તો વિમાન આવ્યું હોત તને લેવા!'

આ સાંભળી એ અક્કલનો ઓથમીર કહે—

'મામા! વિમાનમાં બેસવા માટે દેવના પગ શું કામ પકડવા જોઇએ? પાંચ રૂપિયામાં વિમાનમાં બેસાય છે હમણાં!'

આ જુવાનિયાઓને કશા પર પણ શ્રદ્ધા નથી! હું કિરીટ જેટલો હતો ત્યારે ગાંધીજીના ફોટાની દરરોજ પૂજા કરતો હતો. એટલે તો '૩૦ ની સાલમાં ગાંધીટોપી માટે અંગ્રેજી કંપનીની નોકરીને લાત મારી બહાર પડવાની મારામાં હિંમત આવી.

એ જ દિવસે મનમાં નિશ્ચય કર્યો કે કોઇની ગુલામગીરી કરવી નહીં. આખું જીવન સમાજસેવામાં વિતાવવું!......

બે વર્ષ રેંટિયાનો પ્રચાર કર્યો, એક-બે વર્ષ ભરૂચ જઇ રૂ ઉગાડયું, ત્રણ વર્ષ ગામડા-ખેતરમાં સહભોજનો કર્યાં, છ મહિના હાથ-છડના ચોખા વેચ્યા. મરઘા પાળવા એ કેટલો મોટો રાષ્ટ્રીય ધંધો થઇ શકે એ હું બતાવવાનો હતો! પણ ક્યાંથી રોગ આવ્યો કોણ જાણે! ધંધો શરૂ કર્યાને આઠ-બાર દિવસમાં તો અમારી બધી જ મરઘી મરી ગઇ.

આ બિલકુલ પાકેલું પાન થઇ એટલે હાથમાં ઘેર આવી રહ્યો. પણ સાચા સમાજ–સેવકનું લોહી કદી શાંત પડયું જાણ્યું છે? પાછલા દોઢ વર્ષમાં ઠેકઠેકાણે એકસો સડસઠ ભાષણો કર્યાં. હવે આવતા મહિનામાં સોળ થશે. કુલ્લે એકસોત્યાશી, બસોમાં માત્ર સત્તર ઓછાં! શાબાશ!

મેં કિરીટને તાકીદ આપી—

'ગાવા માટે આ ઘરમાં મોં ખોલવું નહીં, અને ખોલવું તો 'વંદેમાતરમ્' જ ગાવું; શું સમજ્યો!'

કિરીટને તાકીદ આપી હું મારી ઓરડી તરફ ગયો. એકદમ પ્રેરણા આવી—'વંદેમાતરમ્' એ જ વ્યાખ્યાન માટે સરસ વિષય થશે. માતા અને માતૃભૂમિ—માના સરેઃ વાળ અને હિમાલય પર્વત—

કિરીટની ઓરડી બહાર નીકળ્યો ત્યાં તો હૉલમાં મીરાં અને અનિલને નાચતાં જોયાં.

'શું થયું?' એમ મેં અનિલને પૂછયું.

તે કહેવા લાગ્યો, 'અરુણ કાકા જમવા આવવાના છે; ચૉકલેટ ને મોટર લાવવાના છે!'

અનિલના આ શબ્દોથી હું એકદમ છેડાઇ ગયો! આ છોકરાને ચૉકલેટ અને મોટર જેવી પરદેશી વસ્તુઓનો મોહ થાય? અરરનો ઠીક કાન પકડયો અને સારી પેઠે ધમકાવ્યો!

'દેશી સાકરનાં પતાસાં ખા, જોઇએ તો કાંદાનાં ભજિયાં ખા, પણ ચૉકલેટ ખાતો નહીં અને મોટરને હાથ લગાડતો નહીં! સુતારને કહીને એક સરસ ગાડું કરાવી આપીશ તને!'

પણ અમારા ચિરંજીવી તો રહ્યા અફલાતૂન! એણે તો મોટો ભેંકડો જ તાણ્યો. અંદર આવી વ્યાખ્યાનના વિષયો નક્કી કરવા માટે માથાફોડ કરવા માંડી, પણ માણસનાં ભેજાં કાંઇ પ્લેટફોર્મ પરનાં ટિકિટ આપનારાં યંત્રો ઓછાં છે! જાણે નાંખી આની કે આવી ટિકિટ બહાર! છી! ખજવાળીખજવાળીને માથું લોહીલુહાણ કરીએ ત્યારે કદી કોઇ નવી કલ્પના સૂઝે! અને અમારું નસીબ એવું બળવાન, કે આવે જ વખતે ઘરમાં મ્યુનિસિપાલીટીનો બંબો ગડગડવા માંડે! ચૌટામાં બેસીને સમાધિ લગાવવાનું પણ આના કરતાં તો સહેલું હશે.

પાછલા નવ વર્ષમાં મેં પોતાનો ઘરસંસાર છોડી સમાજને સંસાર ચલાવ્યો. બીજા પિતાઓની માફક બાળકો સાથે કાગડા-સમડીની વાતો કરતાં બેસવાને બદલે ગામડે-ગોતરે જઇ ગહન વિષયો પર વ્યાખ્યાનો આપ્યાં, માંદી સ્ત્રીએ ઘેર રહેવાનો આગ્રહ કર્યો ત્યારે 'મારી માતૃભૂમિ તારા કરતાં વધારે માંદી છે' એમ એને રોકડો જવાબ આપ્યો! એ મરી એના બીજા દિવસનું વ્યાખ્યાન પણ મેં રદ ન કર્યું. આ તપસ્યાનાં ફળ મળવાનો વખત હવે આવ્યો.

જિલ્લાના મુખ્ય સમાજસેવક તરીકે દરેક છાપામાં મારું નામ ઝળકવા લાગ્યું છે. સીડીના પહેલા પગથિયા પરથી હું કેટલાંય પગથિયાં ઉપર આવ્યો છું. આવી ધાંધલ કરી તો મ્યુનિસિપાલિટીમાં જ શું, કાઉન્સિલમાં સુદ્ધાં નામ ગાજ્યા વિના રહેશે નહીં.

વિશ્વામિત્રે સાઠ હજાર વરસ તપશ્ચર્યા કરી તો પણ એને ઇંદ્રપદ મળ્યું નહીં, પણ આ ધનસુખરામ ત્રિવેદી ફક્ત નવ વર્ષમાં—

---

# ૨

# અરુણ

નવ વર્ષ !

નવ વરસથી હું એકસરખો દોડતો રહ્યો છું ! આ નવ વરસમાં એક વાર પણ મેં પાછળ વળીને જોયું નથી. લડનારાને પાછળ વળી જોવાની ફુરસદ મળે છે ક્યાં ?

પણ ગઇ કાલે એલએલ. બી.નું છેવટનું પેપર ખલાસ થયું ! માંદા છોકરાનો તાવ ઊતરતાં તેના ઓશીકા પાસે ઉજાગરા કરતી માની આંખ મીંચાય, એવું થયું મને.

પરીક્ષામાં પાસ થઇશ કે નહીં, થાઉં, તો પહેલા વર્ગમાં આવીશ કે નહીં, પાસ થયા પછી વકીલાત ક્યાં કરવી, એમાંનો એક પણ પ્રશ્ન મારી આંખ સામે ન આવ્યો. પણ મારું મન છેલ્લાં નવ વરસનાં સંભારણાંઓથી એકદમ ઊભરાઇ ગયું. ઘેર આવવા માટે ટ્રેનમાં બેઠો ત્યારે તે આગગાડીની જેમ ભૂતકાળમાં દોડવા લાગ્યું.

પાછલા જીવનમાંની સ્મૃતિઓ ખંડાલાના ઘાટમાંના વાંક જેવી જ મોહક હોય છે. જમણા હાથ પરની વનશ્રી ફરી ડાબી બાજુ આવે કે તે જોતાં ઘાટમાંની નવીનતાના આનંદનો અનુભવ થાય છે. વીતી ચૂકેલા જીવનની યાદગીરીઓમાં પણ મનુષ્યને જે વિલક્ષણ મીઠાશ દેખાય છે તેનું કારણ શું આ જ હશે !

૧૯૩૦ ની સાલનો તે દિવસ !

× × ×

ઇન્ટરની પરીક્ષા આપી હું હજી હમણાં જ ઘેર આવ્યો હતો. પરીક્ષા પૂરી થઇ ત્યાંસુધી ગાંધીજીની મીઠાની ચળવળમાં મેં બહુ ધ્યાન આપ્યું ન હતું. પણ પરીક્ષામાં પહેલો વર્ગ મળશે એ ખ્યાલે મને જે આનંદ થયો હતો તે ઘેર આવતાં ટક્યો નહીં !

જે જે છાપું ઉઘાડીએ તેમાં બાપુજીની કાયદાભંગની ચળવળનાં વર્ણનો આવતાં હતાં. છૂટક માલની દુકાન પર, મોટર-સ્ટેંડ પર, શાકમારકીટમાં, વધુ શું—હું બૂટ લેવા ગયો ત્યાં મોચીની દુકાનમાં પણ માણસો—દાંડી-કૂચની ચર્ચા કરતાં હતાં. દરેકની આંખમાં ગજબ ચમક દેખાતી હતી. જાણે કે સમાજનું બધું સૂતેલું ચૈતન્ય જાગૃત થયું હતું !

વીજળીના ચમકારાની જેમ આ છેડાથી પેલા છેડા સુધી આકાશને અજવાળી નાંખનાર એ દિવ્ય શક્તિથી હું પણ અંજાઇ ગયો. મારા કરતાં ઓછું શીખેલાં માણસો દેશના સ્વાતંત્ર્ય-સંગ્રામમાં કૂદી પડતાં હોય ત્યારે સ્વસ્થ બેસી રહેવા માટે મને શરમ આવવા માંડી ! બાની પરવાનગી મળે તો ધરાસણામાં મીઠાનો જે સત્યાગ્રહ થવાનો હતો એમાં ભાગ લઉં એમ મનમાં વારંવાર લાગવા માંડ્યું.

રાતના ચારચાર કલાક તિલક, ગાંધીજી અને જવાહરલાલના ફોટાઓ સામે જોઇ હું રોજ મનમાં નિશ્ચય કરતો કે કાલે સવારે ઊઠતાં વેંત બાને કાને મારા આ નિશ્ચયની વાત નાંખવી.

ઉનાળાના દિવસ હોવાથી સવારના ઠંડા પવનથી મને ગાઢ નિદ્રા આવતી. સાત વાગ્યા સિવાય હું ઊઠતો ન હતો.

ઊઠીને બારીમાંથી જોઉં તો વાંકી વળેલી બા આનંદથી તુળસીને પાણી સીંચતી હોય. મને એમ થાય કે આ દૃશ્ય બાના આયુષ્યનું પ્રતિબિંબ જ નથી શું ? પિતાજી અમારી નાની વયમાં ગુજરી ગયા. અમે બધાં બાળકો તે વખતે તુળસીના છોડ જેવાં જ હતાં. આખા ઘર પર ઉનાળો બેઠો, પણ બાએ પોતાનું લોહી સીંચી—

જમીનની નજીવી પેદાશ સિવાય એને કાંઇ જ આધાર નહતો. ત્રણ છોકરાનું ભરણપોષણ. વળી તેમાં મોટીબહેન તો ગળે આવીને જ અટકેલી. કરજ કરીને બાને એનું લગ્ન કરવું પડયું. પછી થોડા જ વખતમાં મોટી બહેનને કિરીટ આવ્યો. પણ બાળકને લાડ લડાવવાને બિચારી બહુ દિવસ જીવી નહીં.

છોકરીના મરણનું દુઃખ બાએ ધીરજથી સહન કર્યું. પૌત્ર સાવકી માની ખરાબ વર્તણુંકનો ભોગ બને છે એવું લાગતાં જમાઇ જોડે લડીને એને પોતાને ઘેર લઇ આવી.

મોટાભાઇ મેટ્રિક થતાં તેણે એમને એકાદ વરસ કોલેજમાં પણ મોકલ્યા ! પછી ખર્ચ પહોંચાયું નહીં ત્યારે મુંબઇની એક સારી કંપનીમાં પોતાની ઓળખાણવાળા માણસ મારફત એણે એને નોકરીએ લગાડયા. તે સાથે સાથે એમનું લગ્ન પણ પતાવી નાંખ્યું.

ધનસુખભાઇની જેમ મારો અભ્યાસ વચ્ચેથી અટકી ન જાય એ માટે નાનપણથી મને પહેલો નંબર રાખવાનું પણ બાએ જ શીખવ્યું. 'તારા બાપુ વકીલ હતા તેમ તું વકીલ થશે એટલે હું સુખેથી આંખ મીંચીશ—' એવું વારંવાર કહી હસતાંરમતાં તેણે મારી મહત્ત્વાકાંક્ષા જાગૃત કરી.

તે દિવસે પણ તુલસી સીંચતી બાને જોઈ આ બધું મારા મનમાં આવી ગયું. હું કાયદાજંગની ચળવળમાં જાઉં કે? એમ પૂછવાની કેમે કરી હિંમત જ થાય નહીં.

પણ મનની વ્યાકુળતા કેમે કરી અટકી નહીં.

ચા પીતાંપીતાં આ વાત બાને કહેવી એમ મેં નક્કી કર્યું. તેણે મારા કપમાં ચા નાંખી. ચા રકાબીમાં કાઢવાને બદલે મને એમ ને એમજ બેઠેલો જોઈ તેણે પૂછ્યું—

'શું થાય છે તને, અરુણ?'

હું હસ્યો. માણસ એટલે શું ફક્ત સાડા ત્રણ હાથનું શરીર-જ છે? શરીરને કાંઈ ઇજા થઈ હોય તો જ માણસ ઉદાસ થાય એમ? એવા કેટલાયે વિચારો મારા મનમાં આવી ગયા. નાનપણથી બાના વહાલસોયા પ્રેમનો મને અનુભવ હતો, પણ તે પ્રેમને પણ શરીરના જેટલાં જ મનનાં પણ દુઃખો હોય છે એ ખ્યાલ કેમ નહીં આવ્યો હોય!

મારું અંતર હું તેની પાસે ઉઘાડવાનો હતો એટલામાં તો ટપાલી બારણે આવ્યો અને એક કાગળ નાંખી ચાલતો થયો. તે પત્રે મારા જીવનને એક જુદે જ માર્ગે દોર્યું.

ધનસુખભાઈનો કાગળ હતો. ભાભીને બાળક અવતર્યે ચારપાંચ મહિના થયા હોવાથી બાએ તે બીતાંબીતાં ઉઘાડયો. મેં ચાના બે ઘૂંટડા પણ પીધા ન હતા. કાગળ વાંચતાંવાંચતાં બાનું મોં ઊતરી ગયેલું જોઈ મેં હાથમાંનો પ્યાલો એમનો એમ પાછો મૂકયો. મનમાં ભાભી માટે જાતજાતના વિચારો આવી ગયા.

બાના મોં સામું તો જોવાય એવું ન હતું! તેના ચહેરા પરનું તેજ ક્ષણભરમાં તો જાણે ઓસરી ચાલ્યું.

'શું છે બા?' મેં બીતાંબીતાં પૂછ્યું.

તેણે એ કાગળ મારા હાથમાં મૂકી દીધો. 'પોતે દેશને માટે નોકરીને લાત મારી છે' એમ ધનસુખરામે તે કાગળમાં લખ્યું હતું.

બીજે દિવસે મોટાભાઇ ભાભીને લઇને ઘેર આવ્યા. અને ત્રીજે દિવસે તો તે બહારગામ ચાલી નીકળ્યા. ધરાસણાના સત્યાગ્રહમાં ભાગ લેવાનો તેમનો વિચાર હતો. ત્યાં મહિના સુધી તે રહ્યા પણ ખરા. પછી મુંબઇ ગયા અને ત્યાંથી એમની સ્વારી અમદાવાદ સીધાવી.

પણ ધનસુખભાઇ તરફ નજર દોડાવવાનો આ વખત ન હતો. ભાભીની પ્રકૃતિ ખૂબ કથળી. દાકતરોએ તેને પાંડુરોગ થયો હોવાનું જાહેર કર્યું. અને તેમાં વળી સુવાવડ!

બાની ધીરજ ખૂટતી હતી. ધનસુખ રળતો થશે એ આનંદમાં તે દિવસો કાઢતી હતી. પણ હવે તો તે નોકરી કરી ચાર પૈસા મેળવે એવાં તેનાં એકે લક્ષણ દેખાતાં ન હતાં.

પ્રસુતિ વખતે ભાભીને ખૂબ ત્રાસ થયો. હું તો છેકજ ડઘાઇ ગયો. છેવટે દાકતરોએ શસ્ત્રક્રિયા કરી છૂટકારો કર્યો. છોકરી આવી એટલે બાને સહેજ ઓછું આવ્યું; પણ ભાભીની આંખમાં તો આનંદ જ નાચતો હતો.

બેત્રણ પત્રો પાડ્યા ત્યારે મોટાભાઇની સવારી ઓળીપોળાને દિવસે આવી પહોંચી. નામનો પ્રશ્ન ઉપસ્થિત થયો. બાએ 'તારા' નામ સૂચવ્યું. મારા જેવા કોલેજયુવકને આવું સાદું નામ તે કેમ ગમે?

દેશમાં જે વર્ષે સ્વાતંત્ર્ય—યુદ્ધ શરૂ થયો તેજ વર્ષે આ છોકરી જન્મી તે ધ્યાનમાં લઇ મેં 'ક્રાન્તિ' નામ રજુ કર્યું. પણ છેવટે મોટાભાઇ આગળ અમારે બધાંને નમતું આપવું પડ્યું. તેણે તેનું નામ 'મીરાં' રાખ્યું.

તે નામ તેમને કેમ ગમ્યું તેની સમજ મને તે દિવસે રાત્રે પડી. હું પથારીમાં પડયો ત્યારે ધનસુખભાઇની ઓરડીમાં કોઇ ગાતું હોય તેમ લાગ્યું.

ધનસુખભાઇને ગાવાનો બિલકુલ શોખ કે આવડત ન હતાં તેથી હું આશ્ચર્ય પામી પથારીમાંથી ઊઠયો. તેમની ઓરડી પાસે જઇને જોઉં છું તો તે કર્કશ અવાજે ગાતા હતા. તેમની પ્રાર્થના ચાલતી હતી. તેમના ગીતમાં વારે ઘડીએ 'મીરાં કે પ્રભુ' એ શબ્દો આવતા હતા. આ સાંભળી 'મીરાં' શબ્દનો કોયડો ઊકલ્યો.

ધનસુખભાઇ બે—ત્રણ દિવસ પછી ચાલી નીકળ્યા. હવે આગળ ઘરસંસાર કેમ ચલાવવો, મારો કોલેજનો અભ્યાસ કેમ પૂરો કરવો, એ સંબંધી એક અક્ષર પણ તે બોલ્યા નહીં.

તેમની આવી ગાંડા જેવી વર્તણુંક જોઇ બાની આંખમાં આંસુ ઊભરાયાં. નાના છોકરાની જેમ તે ડૂસકેડૂસકે રડવા લાગી. મેં તેને કોઇ દિવસ રડતાં જોઇ ન હતી. તેની આંખમાંનાં તે આંસુ તે પાણીનાં ન હતાં! એ આંસુએ મારા હૃદયમાં આગ સળગાવી મૂકી.

ધર્મરાજાના કે એવા કોઇના લોહીનાં ટીપાં જમીન પર પડે તો મોટો હાહાકાર થાય તેથી તેમ ન થાય તેની લોકો ખૂબ કાળજી રાખતા એવી એક વાત નાનપણમાં વાંચી હતી. તે મને

યાદ આવી. બાનાં આંસુ મારી દૃષ્ટિએ લોહીનાં તે ટીપાં કરતાં પણ વધુ કિંમતી હતાં. હાથથી તે લૂછતાં હું બોલ્યો,

'બા! આમ શું કરતી હશે?'

ઝંઝાવાતમાં ઉથલી પડતા કેળનાં ઝાડની જેમ તેનું ધૈર્ય સમૂળગું ખૂટતું ચાલ્યું હતું. વરસોવરસ તે સંસારની હોડી તોફાનમાંથી હાંકતી આવી હતી, તેના હાથ થાકયા હતા. હવે ધનસુખ સ્થાન સાચવશે. જિંદગીની છેલ્લી ચાર ઘડી સમુદ્રની ભરતીની રમત જોતાં નિરાંતે બેસાશે, એવી આશા તેણે અંતરમાં સંઘરી હતી! તે આશાના ચૂરા થતાં તેની આંખમાં આંસુ આવ્યાં હતાં.

મેં મનમાં નિશ્ચય કર્યો—બાની આંખમાં કદી પણ આંસુ ન દેખાય એમ મારે વર્તવું! પછી મારા જીવનનું ગમે તે થાય! ધનસુખરામ માતૃભૂમિની સેવામાં લાગ્યા—ઠીક છે, હું બાની સેવા કરીશ, એને સુખ મળે તે જ માર્ગે જઈશ.

હું કોલેજમાં જાઉં અને સાથેસાથે ઘરસંસાર પણ ચલવું તે શકય ન હતું. ઇન્ટરમાં પહેલા વર્ગમાં આવ્યા છતાં મેં કોલેજને રામરામ કર્યા. ઘણાને આથી આશ્ચર્ય થયું, પણ જગત એ એક રમતિયાળ બાળક છે એટલું જ. આશ્ચર્ય વ્યક્ત કરવા કરતાં વધુ ઊંડા જવાની તેને ખાસ કારણ વિના ઇચ્છા થતી નથી.

મહેતાગીરી કે માસ્તરગીરી કરી ઘરસંસાર પૂરતું પણ મેળવવાની જ્યાં પંચાતી પડતી હોય ત્યાં મારા મનની આકાંક્ષા સફળ થાય તેવું તો ક્યાંથી મળે!

હું વીમા-દલાલ થયો.

મારા બધા મિત્રો તે વખતે હસતા. આઠે પ્રહર બાને આનંદમાં રાખવી એ મારું ધ્યેય ન હોત તો આ ઉપહાસનું પરિણામ મારા ઉપર જરૂર થયું હોત! પણ ઘરમાં બાની હસતી-આનંદતી મુદ્રા જોતો એટલે બહારની બધી નાની-મોટી વિટંબણાઓ હું ક્ષણવારમાં ભૂલી જતો.

નવા અનુભવમાં એક વાત મને જલદી સમજાઇ—જગતે પ્રવાહ સાથે ખેંચાવું જોઇએ! પછી તે પ્રવાહ તેને ગમે ત્યાં ઘસડી લઇ જઇ છોડે. કપડાં, શિક્ષણ, ખાનપાન, લગ્ન કોઇપણ વિષય લો। તો ઘણાખરા માણસો પ્રવાહમાં પડેલાની જેમ વર્તે છે. પ્રવાહ વિરુદ્ધ તરવું એટલે જ જીવવું તે વિચાર પણ તેમને રુચતો નથી.

ધંધામાં ધારણા કરતાં પણ હું જલદી જામ્યો. જોતજોતામાં તો હું તેમાં ઓતપ્રોત થઇ ગયો. નવાનવા સ્થળો જોવા મળવાં લાગ્યાં. નવાનવા માણસોનો પરિચય થતો ચાલ્યો. આજસુધી જે જગતને ઘરની સાંકડી બારીમાંથી અને શિક્ષકના દૂબળા દૂરબીનમાંથી હું જોતો હતો, તે જગત કેટલું શાંત હતું!

વીમા-એજન્ટ તરીકે હું ગામેગામ ફરવા લાગ્યો ત્યારે એક બીજી વાત તરત મારા ધ્યાનમાં આવી. જગત દૂરથી હંમેશાં શાંત દેખાય છે. ટેકરી પરથી જોનારાને શું સાગર શાંત દેખાતો નથી? પણ સાગરની સપાટી ઉપર કેટકેટલાં ખળભળતાં મોજાં ઊછળે છે, તેના પેટાળમાં કેવી ભયંકર હિલચાલ ચાલુ હોય છે, તેની કલ્પના સાગરમાં ડૂબકી માર્યા સિવાય થતી નથી. સંસાર પણ સાગર જેવો જ નથી શું?

દરેક ગામમાં અમારા ધનસુખરામ જેવા પાંચદસ માણસો હોય, જેમનાં વ્યાખ્યાનો સાંભળવા મળે. તેમને જોતાં મારા મનમાં એક

સવાલ ઊઠે—સમાજસેવક કહેવરાવનારી આટલી બધી વ્યક્તિઓ ગામેગામ હોવા છતાં આપણો સમાજ આટલો દુઃખી કેમ ?

એક ગામમાં કોલેરા શરૂ થાય ને આરોગ્યના સીધાસાદા નિયમોનું ભાન ન હોવાથી સેંકડો માણસો તે રોગચાળાના ભોગ બને. બીજા ગામમાં ગરીબગુરબાંના બાળકોમાંથી એકને પણ અક્ષર-જ્ઞાન ન હોય. ત્રીજા ગામમાં દારૂના દુકાનદારોની લીલામની રકમો અને સમાજસેવકોની વ્યાખ્યાનમાળાની સંખ્યા સપ્રમાણ વધતી જાય. ચોથામાં ગરીબલોકોને દવાદારૂ મળે નહીં. પાંચમામાં હરિજનોને સ્મશાનમાં બાળવા દેવામાં ન આવે. છઠ્ઠામાં કોઇ નાતબહાર મુકાયેલી બાઇના મૃત દેહને હાથ લગાડવા તૈયાર ન થાય. વ્યાખ્યાન આપનારા મોટા લોકો ગુરુ મરી જાય ત્યારે જે વ્યવસ્થા થાય તેવી વ્યવસ્થા તે બાઇ માટે કરવી એવી શિખામણ આપે.

તે દિવસે હું તે ગામમાં હતો. મારાથી ન રહેવાયું. તે બાઇનો મરણ પછીનો આ દુઃખદ પ્રસંગ મારાથી દેખ્યો ખમાયો નહીં. મેં પોતે મદદ માટે હાથ લંબાવ્યો.

આવા હૈયાફાટ પ્રસંગો જોતો એટલે મારા ચાલુ ધંધા ઉપર મને અભાવો આવતો. મને થતું કે હું વીમા–એજન્ટ થઇ ચાર કુટુંબની મુંઝવણ ઓછી કરું છું, મારા કુટુંબને સુખી રાખું છું, કોલેજનો આગળનો અભ્યાસ કરી પોતાના વિકાસમાર્ગે આગળ ધપું છું—

પણ—

બાપુ ગનુનો સ્મૃતિ–દિન હતો. હું સભામાં ગયો હતો. સભા વખતે એનો એક ફોટો ખરીદ્યો અને સભા પછી તે ઘેર લાવી

મારા ટેબલ પર મૂક્યો. મારું અંતર કેવું એક સરખી વેદના પામતું હતું! બાણુ ગનુ જેવા સાદા મજૂરે રાષ્ટ્ર માટે આત્મસમર્પણ કર્યું ને મારે ફક્ત—

મેં તે ફોટાને વંદન કર્યાં અને મારી આંખમાંથી આંસુ સરવા લાગ્યાં. હું શું કામ રડતો હતો તેની મને પોતાને પણ પૂરી સમજણ ન હતી.

પહેલાં બેત્રણ વર્ષોમાં આ અનુભવ અનેક વખત થયો. પછી હૃદયનૈયાની ડોલંડોલા ધીમે ધીમે ઓછી થવા લાગી. મારી આસપાસનું જગત તો બદલાયું ન હતું પણ હું જ જરા રીઢો થતો જતો હતો. ફાંસી દેનારા મારાઓ પોતાનું કામ કરતાં આટલા ઘાતકી કેમ થઈ શકતા હશે એની મને નાનપણમાં શંકા આવતી. પણ ટેવથી માણસ પથ્થર થઈ શકે તે અનુભવ મને વીમા-એજન્ટ થયા પછી મળ્યો.

શરૂઆતમાં જે અજ્ઞાન, ગરીબી, ગુલામીનાં દશ્ય રોમાંચ ઊભાં કરતાં હતાં તે પછીથી સ્વાભાવિક લાગવા માંડયાં. તે દશ્યો હું જોઉં એટલે મારું મન હવે પણ તરત જ તે કહે—'આ આવડા મોટા ફાટેલા આભને થીગડું મારવા તારી પાસે કાંઇ પણ છે ખરું ?'

મનનો આ પ્રશ્ન કંઇ સદંતર ખોટો ન હતો. મીરાં પછી ભાભી માંદાં જ રહેતાં. પહેલે જ મહિને મીરાંને ઉપરનું દૂધ આપવું પડયું. દાક્તરોના બીલો, ટૉનિકના ખર્ચા, શુશ્રૂષા માટે રાખેલા નોકર-ચાકરોના પગાર—એમ ખર્ચ એક સરખો વધ્યે જતો હતો. મોટાભાઇ

ચારચાર મહિના બહાર ફરે. મનમાં આવે ત્યારે ભાઈ સાહેબ એકાદ વાર ઘેર આવી આઠદસ દિવસ રહી જાય.

આમ પહેલાં ચાર વર્ષો ગયાં. ભાભીને 'અનિલ' આવ્યો. આ સુવાવડમાં ભાભી પથારીમાં પડી તે તેમાંથી નાહીધોઈને ન જ ઊઠી!

ભાભી ગયા પછી મારે ઘરમાં વધુ ધ્યાન આપવું પડતું. મીરાં ચારપાંચ વર્ષની, અનિલ માંડ વર્ષેકનો! બાના હાથપગ થાકવા માંડેલા! કિરીટ મેટ્રિકમાં હતો; પણ તેનું ધ્યાન જેમ અભ્યાસમાં ન હતું તેમ ઘરમાં પણ ન હતું.

મીરાં અને અનિલ એ બેની મદદથી હું બી. એ. થયો એમ કહું તો કોઈને ખરું પણ ન લાગે. પણ નાજુક ધંધો સંભાળી અભ્યાસ કરવામાં મનને જે શક્તિની જરૂર હોય છે તે મને આ બંનેની બાળલીલામાંથી મળતી તે એક હકીકત છે!

હું બહારનું આખું જગત ભૂલી ગયો. ધંધો, ઘર, પરીક્ષા સિવાયનાં મને સ્વપ્નમાં પણ આવતાં ન હતાં. હું બી.એ. થયો એટલે બા પાસે મારે માટે ઘણાં માગાં આવ્યાં. પણ મારો એક જ જવાબ હતો,

'એલએલ.બી. થયા સિવાય હું લગ્ન નહીં કરું.'

× × ×

આમ નવ વર્ષનો મારાં પાછલા જીવનનો આ પ્રવાસ આગગાડીની આ નવ કલાકની મુસાફરીમાં મારા મને કેટલીવાર કર્યો— કોણે ખબર?

× × ×

પણ જ્યાં ઘરમાં પગ મૂકયો ત્યાં મનમાં ઘોળાતાં આ સુખ-દુઃખનાં સંભારણાં વિસરાયાં. મીરાં અને અનિલ દોડતાં બહાર આવ્યાં. અનિલનું હર્ષભેર બાઝી પડવું—મીરાંની આંખમાં નાચતો આનંદ—અને તેમને ખાતાકૂદતા જોઈ ઘરડી બાના ચહેરા પર ચમકતું પેલું સાત્વિક સ્મિત—એક ક્ષણમાં ગૃહ એ જ અવની પરનું સ્વર્ગ છે એ અનુભવ મને થયો.

પરીક્ષાના પરિણામ સુધી સ્વસ્થ બેસી રહેવાનું મારા સ્વભાવને રુચે તેવું ન હતું. પરીક્ષા પહેલાં હું બે મહિના કચ્છ-કાઠિયાવાડ ફરવા ગયો હતો. કેટલેક ઠેકાણેથી સારાં વચનો મળ્યાં હતાં. મેં આ કામ પતાવવા પ્રવાસે જવાનો નિર્ણય કર્યો.

મેં મારો વિચાર બાને કહ્યો ત્યારે તે બોલી,

'તારા પગ ઉપર તો, ભાઈ! ભમરો લાગ્યો છે!'

હું ફક્ત હસ્યો—આ 'ભમરા'થી તો આજે અમારા ઘર પર સુખનાં કિરણો પડવાં લાગ્યાં છે.

બા આગળ બોલી—'નવ વરસ એકધારખો હસરડો કરતો આવ્યો છે, જરા આરામ તો લે ભઈલા—'

મારાથી રહેવાયું નહીં. હું હસતાંહસતાં બોલ્યો,

'મેં તો નવ જ વર્ષ કાઢયાં પણ તું તો જિંદગીભર ચંદનની જેમ ઘસાતી આવી છે. તારા જેવી દૃઢ, ધીર અને ગંભીર મા ન હત તો—'

માણસને પ્રશંસા ગમે છે એ ખરું! પણ માને આંખની સ્તુતિ ગમે છે, મોઢેથી કરેલાં વખાણો નહીં. વિષય બદલી તે બોલી,

## ✤ બીજું ✤

'હું તો ઈશ્વરના તેડાની રાહ જોતી બેઠી છું. તમે બેય ભાઈ એટલે મારી બે આંખો—આ બેય આંખો બહારગામ જાય. પછી મારાથી કેમ રહેવાય, ભાઈ?' બોલતાંબોલતાં તે હસી પડી. પણ તે હાસ્યમાં જેટલું વાત્સલ્ય હતું તેટલું જ કારુણ્ય પણ હતું.

બાનું કહેવું કાંઈ ખોટું ન હતું. અમે બેય ભાઈ બહારગામ જઈએ એટલે ઘરમાં કિરીટનું રાજ્ય ચાલતું. મેટ્રિકના ધક્કા ખાઈ તે થાક્યો અને હવે સિનેમાના ફેરા ખાવા લાગ્યો. હમણાં તો તેને સિનેમા સિવાય બીજું કાંઈ સૂઝતું ન હતું. તે બાને શું સુખ આપી શકે?

બાએ ભાઈને બોલાવ્યા. હું પાછો આવું ત્યાંસુધી તેમણે ઘેર રહેવું એમ સૂચના કરી. પણ તેમણે તો આવતાં વેંત તેમનાં સોળ વ્યાખ્યાનોની યાદી વાંચવા માંડી.

આથી કંટાળી બા બોલી, 'ત્યારે ઘર કેમ ચલાવવું મારે!'

ભાઈએ તાબડતોબ છાપો માર્યો, 'ઘર ચલાવવા વહુ લાવવી!'

બિચારું માતૃહૃદય! બાને લાગ્યું—ચાર વર્ષ પછી હવે ભાઈને પરણવાનો વિચાર આવવા લાગ્યો છે. તેણે ઉત્સુકતાથી મારા તરફ જોયું.

બાની આ રીતે જોવાની વિચિત્રતા ભાઈના ધ્યાનમાં આવતાં જ એકદમ ભાષણ કરવા લાગ્યા.

'મારું લગ્ન તો ઓગણીસસો બાવન લાંબા અને અઢારસો બાવન પહોળા એવા હિંદ સાથે થયું છે. પણ અરુણને અડધામાંથી આખો કરવામાં શું વાંધો છે?'

બાએ પાછું મારા તરફ ઉત્સુકતાથી જોયું. છેલ્લાં નવ વર્ષમાં મેં તેને જરાપણ દુઃખ થવા દીધું ન હતું. તેના મનના સંતોષ માટે હું બોલ્યો,

'તારો અને ધનસુખભાઈનો શબ્દ હું ઉથાપીશ નહીં.'

ભાઈ પણ આનંદમાં આવી બોલી ઊઠયા, 'આ વ્યાખ્યાન–પ્રવાસમાં અરુણ માટે એક છોકરી પણ ગોતી લાવું છું.'

એમ કહી તે ગયા. આ બાબતમાં મારે કાંઈપણ સ્પષ્ટ કહેવું જોઈએ—કંઈક ચોખવટ કરી નાંખવી જોઈએ એમ મારા મનમાં આવ્યું. પણ બા સામું જોતાં તે શબ્દો અંદરના અંદર જ રહી ગયા. હવે આ સૂના ઘરમાં વહુ આવશે એ કલ્પનાથી જ તે કેટલી હરખાઇ ગઇ હતી !

હું પ્રવાસ માટે નીકળ્યો ત્યારે હાથમાં દહીં આપી બા બોલી, 'બહારગામ તબિયત સંભાળજે ભાઇ ! બરાબર યાદ રાખીને દૂધ પીજે. અને ફરવાહરવાનું બીજા વર્ગમાં રાખજે, જેથી ઉજાગરા ન થાય—શરીર ન બગડે.'

કેટલી સાદી શીખામણો હતી આ ! પણ તેના આ વહાલસોયાં વાક્યોથી મારા મનને અત્યંત આનંદ થયો. આપણા ઉપર કોઇ પણ ઉત્કટ પ્રેમ કરે છે, આપણને જરા પણ દુઃખ ન થાય માટે કોઇ તનતોડ કાળજી રાખે છે, એ જાણવું કેટલું સુખદાયી હોય છે !

બાની પાછળ મોં છુપાવી મીરાં ધીમેકથી બોલી, 'કાકા, પાછા આવો ત્યારે મારે માટે એક રમકડું લાવજો હો !'

'શું જોઇએ તારે, મોટી ઢીંગલી ?'

'હ.'

'કેવડી મોટી જોઇએ?'

'માણસ જેટલી!'

'ગાંડી નહીં તો!'

'મારે કાકી જોઇએ!' એમ કહેતાંક મીરાં જે અંદર દોડી—

આ તો હસતાંહસતાં બેવડ વળી ગઇ.

× × ×

કાઠિયાવાડનો પ્રવાસ થોડા દિવસમાં પૂરો થયો. તરત જ ઓખા પહોંચ્યો. એ નાનું અને સુંદર બંદર છે. ગઇ વખતે જે ત્રણ-ચાર કુટુંબોને વીમાના કામકાજ માટે મળ્યો હતો તેમને ફરી મળ્યો અને પછી સૃષ્ટિ-સૌંદર્ય નિહાળવા બહાર પડયો. નીકળવાના દિવસે સંધ્યાસમયે સમુદ્રતટ પર કેટલો સમય હું ફર્યો! એક બાજુ હરિયાળાં વૃક્ષો; બીજી બાજુ સાગરનાં મોજાં! અત્યંત હૃદયસ્પર્શી દેખાવ હતો તે! ને સંધ્યાકાળની શોભા તો—

કેમ કોણ જાણે! એ શોભા નિહાળતાં-નિહાળતાં શણગારેલું શયનમંદિર મને યાદ આવ્યું.

ટહેલતાંટહેલતાં મીરાંનાં પેલા રમતિયાળ વાકયની મને સ્મૃતિ થવા લાગી! સ્મૃતિ જ શું, તે વાકય જ મારા મનમાં વારંવાર ઘોળાવા લાગ્યું.

'મારે કાકી જોઇએ!'

હું હસ્યો અને મારા પોતાના મનને પૂછ્યું—

'—ને શું તને સહચરી નથી જોઇતી?'

રાત પડી તો પણ હાથથી રેતીને અને મનથી મીરાંના એ વાક્યને ચાળતો હું કિનારા પર બેસી રહ્યો.

વચમાં જ યાદ આવ્યું કે રાતની બોટમાં મારે ઊપડવાનું છે, એટલે હું ઊઠ્યો. નહીં તો સવાર સુધી હું કિનારા પર જ બેઠો હોત. તારકમંડળ, વાયુલહરી, સાગરની ભરતી અને પ્રેમની ખીલી–ન–ખીલી કળીઓ એ વચ્ચે કાંઈ પણ નિકટનો સંબંધ છે એમાં કાંઇ શંકા નથી એમ મને લાગવા માંડ્યું.

વીશીમાં આવી જમવા બેઠો. હારમાં એક નવા જેવો માણસ બેઠો હતો. તે ભારે વાતોડિયો લાગતો હતો. તેણે હજાર ધંધા કર્યા લાગતા હતા. પોરબંદરનું ઘી લાવી કરાંચી વેચવું ને કરાંચીની વસ્તુઓ લઇ જઇ કાઠિયાવાડમાં વેચવી એ એનો પહેલો ધંધો! આમાં ખોટ આવી એટલે ભાઇસાહેબ કોઇ નાટક કંપનીમાં ઘૂસ્યા. ત્યાં છ મહિનાનો પગાર ખોટો થયો ત્યારે તેને દરજી થવાનું સૂઝ્યું. દરજીકામનું શિક્ષણ ચાલુ હતું ત્યાં તો સાહેબ એકાદી સિનેમા કંપનીમાં સીધાવ્યા.

આમ દરેક ધંધાની રસભરી વાતો તે ખૂબ હોંશીલા અવાજે સંભળાવતો હતો!

ખાધા પછી મને વીમાના કામકાજ માટે ઉપયોગી થઇ પડે એવાં નામો તે કહેવા લાગ્યો. તેમાંનું છેવટનું નામ સાંભળતાં હું હસ્યો. સિને-તારિકાનું નામ હતું એ—'મિસ મંજરી.' તેનું કામ મેં રજત-પટ પર જોયું હતું, પણ મારા વીમાની પ્રવૃત્તિ અંગે તેની પાસે

જવાનો મને ખ્યાલ આવ્યો ન હતો. તે સદ્‌ગૃહસ્થે એમ પણ કહ્યું કે અમારા જ શહેરના 'ગુજરાત સિનેટોન'માં હાલમાં તે કામ કરે છે!

હું મનમાં બોલ્યો, 'કોઇ દિવસ આ નટી પાસે જવું એ નક્કી. તેની ઓળખાણથી કાંઇ પણ ફાયદો થશે!'

રાત્રે અંધારામાં મછવામાં બેસી બોટ પાસે જતાં ખૂબ મોજ પડે છે. પાણી ઉપર વચ્ચેવચ્ચે નાચતાં દીવાનાં એ કિરણો, તાલબદ્ધ પાણીમાં પડતાં પેલાં હલેસાં અને દૂર ઊભેલી બોટમાં ઝગઝગતી દીવાની એ હારમાળા––હું નાનો થઇ એકાદી અદ્‌ભુત–રમ્ય સૃષ્ટિમાં ઘૂમી રહ્યો છું એવો મને ભાસ થયો.

મેં મછવાના છેડા પરથી વાંકા વળીને દરિયામાં જોયું. મછવાને બીજે છેડે એક છોકરી તેવી જ રીતે વાંકી વળીને જોતી હતી.

મછવો જેવો બોટને અડક્યો કે તરત જ સડસડાટ કરતી તે સીડી ચઢી ગઇ.

મને આશ્ચર્ય થયું––તેના હાથમાં કાંઇ જ સામાન ન હતો.

---

૩

## ઉષા

હું કાંઇક ભૂલી ગઇ હોઉં એમ મને લાગવા માંડ્યું.

આપણે સાદા પ્રવાસે નીકળીએ તો પણ જોતજોતામાં આપણો સામાન વધતો જાય છે. બરાબર બંધ આવે ને અડચણ ન પડે

બેઠવા માટે બિસ્તરો જોઇએ. તરસ લાગે એટલા માટે પાણીનો લોટો જોઇએ.

સામાન્ય મુસાફરી માટે પણ માણસ કેટકેટલી ચીજો સાથે લે છે! ત્યારે હું તો મોટી મુસાફરીએ નીકળી હતી, પણ મારા હાથમાં સાદી ઝોળી પણ ન હતી. કેડે માત્ર દોઢ રૂપિયો હતો.

મને મારી જાત ઉપર હસવું આવ્યું. જેમાં કાંઇપણ સાથે લેવાનું નથી એવી મોટી મુસાફરીએ હું નીકળી હતી ને? પણ—

જો કે ઓખાના રસ્તે મારા પગ ચાલતા હતા, પણ મારું મન—તે તો મોટરના વેગથી પાછલા જીવનમાં દોડતું હતું.

કોઇક ઘર છોડવાનું થાય ત્યારે ઘરની માલિક જેમ ઘરનો ખૂણેખૂણો ગોતી વળે તેમ મારું મન મારા પાછલા જીવનને ખૂંદતું હતું.

ચાલતાંચાલતાં હું એક ગામડાની નિશાળ પાસે આવી. થોડો વિસામો ખાવા હું નિશાળ પાસેના ઝાડ નીચે બેઠી. અંદર માસ્તર છોકરાઓને કહેતા હતા,

'ભગવાન દયાળુ છે!'

હું સટાક કરતીકને ઊભી થઇ અને ચાલવા લાગી. નાનપણમાં હું પણ નિશાળમાં આજ વાત શીખી હતી,

'ભગવાન દયાળુ છે.'

આ શબ્દો ઉપર વિશ્વાસ રાખીને તો હું આટલા દિવસ બધાં દુઃખો સહેતી આવી હતી! પણ ગઇ રાતનો બનાવ—

ભગવાન ખરે જ જો દયાળુ હોત તો તેણે સાતમા વર્ષે ઉષાનાં માબાપને રોગચાળામાં મારી નાંખ્યાં ન હોત, તેની કાકીને આટલી નિર્દય બનાવી ન હોત, ચૌદમા વર્ષે તેનાં લગ્ન પછીના છ મહિનામાંજ તેના કપાળ ઉપરથી ચાંદલો ભૂંસ્યો ન હોત—

મારો ચૂડો ભાંગીને પણ તે દયાળુ ભગવાનને કંઇ સંતોષ થયો નહીં. દુનિયામાં કંઇ બધા માણસોને આંખો હોતી નથી. સુખનું પણ તેમ જ હશે એમ ધારી હું ચૂપ બેઠી.

એક કવિતા છે ને ? કુંભારને ઘેર ઘણાં માટલાં તૈયાર થાય છે. એમાંનું એક સંક્રાંતિમાં પૂજા માટે વપરાય છે, બીજું રંગીને ચોરીમાં મુકાય છે, ત્રીજું ગરીબગુરબાંનાં બાળબચ્ચાં માટે રાંધવાના કામમાં આવે છે, અને ચોથું—ચોથાને કપાળે નનામીની આગળ દોણી તરીકે વપરાવાનું લખાયું હોય છે !

મારૂં નસીબ પણ એવું જ હશે, એમ માનીને હું જીવવા તૈયાર હતી. કેટલીયે વાર મનમાં આવ્યું—લાવ ને, કાકાને ઘેર જ્યારે હું ચાર ચોપડી અંગ્રેજી શીખી છું ત્યારે થોડુંક વધારે ભણી શિક્ષિકા અથવા નર્સ થઇ થોડુંઘણું મારું કામ તો કરું !

પણ ઘરમાં આ વિચાર કહેતાં પણ બીક લાગતી હતી. મારા ખરાબ પગલાંથી પોતાનો છોકરો ગયો એટલે મારી સાસુ મને પોતાની આંખ આગળથી કાઢવા ઇચ્છતી હતી. હું કંઇ શીખવા જઇશ તો રસોડાનું બધું કામ પોતાના ઉપર આવશે એમ ધારી દેરાણી મારા ઉપર રોષે ભરાતી, અને દિયરનું મીઠું બોલવું—

તે મીઠી વાતચીતથી જ મારે આખે શરીરે લાયલાય ઊઠતી. તેમની આંખમાં રહેલું તે ઝેર—જીવ મુઠીમાં લઇ મેં આટલાં વરસ

કાઢયાં ! એકાદ વર્ષે ઘરમાં દેરાણીનું પારણું ઝૂલવા માંડયું ત્યારે મને લાગ્યું કે દિયરજીની નજર હવે કાંઇક બદલાશે, પોતાનાં છૈયાં-છોકરાંમાં હવે તે ઓતપ્રોત થઇ જશે, પણ—

કાલ રાતનો ભયંકર પ્રસંગ ! દેરાણીની સુવાવડ ગયાને મહિનો માસ પણ થયો ન હતો. રસોઇ કરવાની, છોકરાઓને ખવડાવવાનું, વાસણ માંજવાનાં, દેરાણીને તેલ ચોળવાનું—આ બધાં કામો કરતાં-કરતાં રાતના અગિયાર વાગી ગયા.

પથારીમાં પડી ન પડી ત્યાં તો મને ગાઢ નિદ્રા આવી. ઊંઘમાં એક સ્વપ્ન આવ્યું. કેટલું વિચિત્ર હતું એ !

જાણે કે નાગપંચમીનો તહેવાર; મેળામાં ઘણી છોકરીઓ ભેગી થઇ હતી. અમે ઘણી વાર ફેરફૂદડી રમી કેટલાંય ગીતો ગાયાં, હીંચકા પર બેસી અમે કેટલાય હીંચકા ખાધા !

મારો હીંચકો જે ઝાડને બાંધ્યો હતો તેની ડાળ કડાક કરતી તૂટી. મેં ગભરાઇને આંખો બંધ કરી, મારું ભાન ગયું.

આંખો ઉઘાડીને જોયું ત્યાં એક યુવાને મને ઝીલી લીધી હતી. કેટલી આકર્ષક રીતે હસતો હતો એ !

ને તેની આંખો—આંખમાંથી તો જાણે અમૃત જ નીતરતું હતું. તે મને નીચે ઉતારવા લાગ્યો. મારા મનમાં આવ્યું—થોડી વધારે વાર તેણે મને આમ જ ઝાલી રાખવી જોઇએ—

હું બેબાકળી ઊઠી, આંખો ચોળી જોઉં છું તો મારા જેઠે મને તેમના બાહુપાશમાં જકડી રાખી હતી.

મારી આંખો ઊઘડેલી જોઇ તે ક્રોધથી બોલ્યા, 'ચૂપ !'

સંતાપથી હું ભાન ભૂલી. આંચકો મારી હું ઊભી થઈ. મારા ધક્કાથી તે ઝેરી સાપ ગબડયો અને એક બાજુએ જઈ પડયો. તે ઊઠે તે પહેલાં તો હું દોડતી ઓરડીની બહાર ગઈ, ઓરડીને બહારથી બંધ કરી અને મોટા અવાજે બૂમો પાડવા લાગી,

'સાપ, સાપ'

દેરાણીએ અને સાસુએ સાપને મારી નાંખવા આડોશીપાડોશીને ભેગાં કર્યાં. ઘણાં માણસો ભેગાં થયાં ત્યારે ઓરડી ઉઘાડી મેં કહ્યું,

'માણસનું રૂપ લઈ આ સાપ મારી ઓરડીમાં ઘૂસ્યો છે. હિંમત હોય તો એને પૂરો કરો.'

આડોશીપાડોશી હસતા–હસતા ઘેર ગયા. દિયર તો મારી ઉપર જ ધસી આવ્યા અને ઘરની આબરૂ મેં બોળી માટે સાસુએ મને મધરાતે પહેરેલે કપડે ઘર બહાર કાઢી.

તે બોલ્યા, 'તેં ઘરની આબરૂ બોળી !'

પણ તેનો કુલાંગાર છોકરો મારી આબરૂ લેવા તૈયાર થયો હતો. સાસુએ તેને ઘરની બહાર કેમ ન કાઢયો ?

જ્યાં ભગવાન પાસે દયા નથી, માણસ પાસે ન્યાય નથી, તે દુનિયામાં જીવીને કરવું છે પણ શું ?

× × ×

અંધારામાં જ્યાં રસ્તો દેખાય ત્યાં હું જતી હતી. પુરાણમાંની એકએક કથા મને યાદ આવવા લાગી—તારામતી, સીતા, દમયંતી, સૈરંધ્રી—ઓનો જન્મ દુઃખ માટે જ છે એમ આ કથાઓ પોકારતી હતી.

સ્ત્રી ઉત્કટ સ્નેહ ઉપર જીવે છે. પણ આવો સ્નેહ જગતમાં છે ક્યાં ? અને જે કમનસીબ સ્ત્રીને પોતાના ઘરમાં પ્રેમ નથી મળતો તેને ઘરની બહાર તો તે ક્યાંથી મળવાનો ઘરમાં હોય ત્યાં સુધી સસલું સુરક્ષિત હોય છે. એકવાર તે ઘરમાંથી બહાર પડે એટલે કાં તો કૂતરા ફાડે અથવા શિકારી મારે !

હું પવનવેગે દોડતી હતી. મારા કાનમાં ખેતરનો પવન ગાજતો હતો અને મારું મન તો એ મુક્ત પવન કરતાં પણ વધુ વેગથી કલ્પનાવિહાર કરતું હતું.

વચ્ચે ખેતરની પાસે એક કૂવો દેખાયો. તેના થાળા ઉપર જઈને ઊભી રહી. મારા પગ બિલકુલ ધ્રૂજતા ન હતા. મને મારે પોતાને માટે જ આશ્ચર્ય લાગવા માંડ્યું.

પહેલાં મને અંધારામાં કેટલી બીક લાગતી હતી? પણ આ વખતે તો લાગ્યું—માણસનું મૃત્યુ નજીક આવે છે ત્યારે કેટલીક જગ્યાએ તેને કામળી પર નાંખે છે. મારી આસપાસ કુદરતે આ અંધકારની કામળી પાથરી હતી તે કાંઇ અમસ્તી નહોતી! હું પણ આપઘાત કરવા નીકળી હતી ને ?

મૃત્યુ પાસે આવે ત્યારે માણસ ગાંડાં થતાં હોવાં જોઇએ ! કૂવાને થાળે મારા મનમાં કેટકેટલા ચિત્રવિચિત્ર વિચારો આવ્યા—

—સ્ત્રી પ્રેમ વિના જીવી શકતી નથી પણ તેના પર ખરો પ્રેમ ફક્ત મૃત્યુ જ કરી શકે છે.

—કાલે નહીં તો પરમ દિવસે મારું શબ ફૂલીને પાણી ઉપર આવશે; પોલીસ તેને ગામમાં લઇ જશે; તે ઓળખવા માટે મારા

દિયરને બોલાવવામાં આવશે ! તે નીચ સામો દેખાતાં જ મારા શબને જો વાચા ફૂટે તો કેવી મઝા આવે ? હું આનંદથી કહું,

'દિયરજી ! ઓ દિયરજી ! તમારે ઉષા જોઈતી હતીને ? લો, લો ને હવે એને પાસે !'

—આ કૂવાના પાણીથી ખેતરનાં શાકભાજી જીવે છે અને તે જ પાણી આજે મારો જીવ પણ લેશે !

—જગત એટલે પ્રાણ લેનારું એક મોટું કારખાનું જ છે. ઉંદરને બિલાડી મારે અને માણસને માણસ જીવવા ન દે—આ કારખાનું ઈશ્વરે શા માટે કાઢયું હશે ભલા ?

આવા વિચારોથી મારું મન ઉદાસ થઈ ગયું.

મારું મન વધુ વિચાર ન કરે તેટલા સારુ મેં આજુબાજુ જોયું.

પાસેના વડના ઝાડમાંથી ચાંદની ગળાઈને આવતી હતી. તે જોતાં જ મારે જીવવું જોઈએ એમ લાગવા માંડયું. ચાંદની બરાબર જોવા હું તે ઝાડની નીચે જઈ ઊભી. તે ખૂબ જૂનું ઝાડ હતું. તેની લટકતી વડવાઈઓ જોઈ મને લાગ્યું કે આ ઘરડું ઝાડ પણ હજી જીવવાનો પ્રયત્ન કરે છે. મન કહેતું હતું કે આ વડવાઈઓ નથી પણ ધરતીમાતાને મજબૂત રીતે પકડવા માટે વૃક્ષે પોતાના બધા હાથ નીચે ફેલાવ્યા હોય એમ લાગે છે !

તે વડના ઝાડને જો બોલતાં આવડતું હોત તો હું તેને પૂછત, 'ભાઈ ! દુનિયામાં એવું જીવવા જેવું શું છે કે જેને માટે તું આ બધી ધાંધલધમાલ કરે છે ?'

હું પાછી તે કૂવા પાસે ગઈ. પણ હવે તો મારા પગ ધ્રૂજવા લાગ્યા. અત્યાર સુધી જે ખ્યાલ મનમાં આવ્યો ન હતો તે મનમાં ઘેરાવા લાગ્યો.

કૂવો એકદમ સાંકડો હતો. તેમાં જો પાણી વધારે નહીં હોય તો હું ડૂબી તો નહીં મરું પણ આડીતેડી પડી હાથપગ ભાંગી–તોડીને પણ જીવતી રહીશ. કાલે સવારે મને ગમે તે કોઈ બહાર કાઢશે ? અને પછી—

શું મૃત્યુના મોંમાં આંગળી નાખીને હું કાવરીબાવરી બની પાછી આવું ? તેના કરતાં—

મારા મનમાં એક બીજો વિચાર આવ્યો. ઓખા કાંઈ દૂર ન હતું. કાલે સવારે રસ્તે જતી–આવતી મોટર મળશે, તેમાં બેસી બેટ જવું, કોઈ મંદિરમાં દિવસ કાઢવો અને રાત્રે ઊપડતી જતી બોટ પકડવી, અને...બોટ શરૂ થાય એટલે રાતના ઘોર અંધકારમાં—દરિયો કાંઈ કૂવાની માફક મને ફસાવશે નહીં.

આ વિચારથી મારા મનમાં શાંતિ થઈ. પેલા વડના ઝાડને ટેકાવીને મેં શરીર છૂટું કર્યું. મારી આંખ ક્યારે મળી તેની મને ખબર ન પડી.

× × ×

હું પંખીઓના કિલકિલાટથી જાગી.

મારી પાસેથી બે પક્ષીઓ બરૂર્ કરતાંક ને ઊડયાં, જાણે તે ગાતાં હતાં, 'જીવવામાં આનંદ છે, જીવવામાં આનંદ છે.'

મને પણ ક્ષણવાર લાગ્યું કે જીવવામાં આનંદ છે !

## ✤ ત્રીજું ✤

ઝાડ ઉપર કાંઇક હળવો અવાજ થયો એટલે મેં ઉપર જોયું. એક ખિસકોલી મરડાતી–મચકાતી નીચે ઊતરતી હતી. તે મારી સામું જોઇ હસી, એમ મને લાગ્યું. તેની આનંદી આંખો—

આંખ મીંચી હું આવી ચમકદાર આંખો ઉપર ચિંતન કરવા લાગી—પ્રભુએ મને પંખી કાં ન બનાવી? પ્રભુએ મને ખિસકોલીનો જન્મ કેમ ન આપ્યો?

આમ કેટલી વાર હું બેઠી. રસ્તા ઉપરથી જતા હાડપિંજર જેવા ઢોરના ટોળાનાં પગલાંનો અવાજ મારા કાન ઉપર પડયો ત્યારે મેં મારી આંખો ઉઘાડી. કસાઇને ત્યાં જતી ગાયોનું એક નાનું એવું ટોળું નજરે પડયું.

હું આગળ જઇ તેના ગોવાળને પૂછવા લાગી,

'કયાં લઇ ચાલ્યા આ બધી ગાયો?'

'ખાટકીવાડે.'

'ખાટકીવાડે?'

'હં.'

'શું કામ?'

તે ચીડાઇને બોલ્યો: 'મરવા!'

મને યાદ આવ્યું કે મુંબઇ–કરાંચી જતીઆવતી આગબોટોના માંસાહારી લોકો માટે આસપાસના ગામડામાંથી દર અડવાડિયે આમ ઢોરોને કસાઇખાને લઇ જતા હતા.

મેં મનમાં કહ્યું—આ ગાયોને જીવવાનો કયાં અધિકાર છે? 'જે કામ આજે કરી શકાય તેમ હોય તે કાલ ઉપર ન ધકેલવું' એવું

કાંઇ હું નિશાળમાં શીખી હતી. મરવા જેવું સારું કામ દુનિયામાં એકેય નથી એમ મને થવા લાગ્યું. હું ઓખાને પગરસ્તે ચાલવા લાગી.

× × ×

હું દ્વારકા અગિયાર વાગે પહોંચી. અર્ધે રસ્તે મને મોટર મળી. મોટરમાં મને જગ્યા મળી—એક હલકી કોમના દેખાતા એવા જુવાનિયા પાસે. ખૂબ સંકોચથી હું તેની પાસે બેઠી. સામેના વૃદ્ધ કાકા પાસે બેસવા મળ્યું હોત તો સારું થાત એવો વિચાર મારા મનમાં આવી ગયો.

પણ થોડી જ વારમાં મને મારા મનની ગાંડાઇ ઉપર હસવું આવ્યું. મને શરમ ન લાગે એટલા માટે મારી પાસે બેઠેલો પેલો જુવાન પોતાનું શરીર સંકોચી બેઠો હતો પણ પેલો સામેનો બુઢિયો—તે તો બેશરમપણે મારી સામું તાકીને ટગર–ટગર જોતો હતો.

સ્ટેન્ડ પર ઊતરતાં મને લાગ્યું કે તે યુવાન સાથે મારે ઓળખાણ હોત તો કેવું સારું થાત. પણ—

પોતાનાં બે–ત્રણ ગાંસડાં પોટલાં લઇ તે તો કયાંનો કયાં નીકળી ગયો, અને હું પણ ગામમાં ભટકવા લાગી.

ઘેર ઘેર ભિખારીઓ ભીખ માગતા હતા, ઘરના માણસો તેમના શરીર ઉપર ધસી આવતા હતા, ભિખારીઓના છોકરાં રડતાં અને બૂમો પાડતાં હતાં. દરેક છોકરાના રડવામાંથી 'મરવામાં આનંદ છે,' 'મરવામાં આનંદ છે' એવા શબ્દો બહાર પડતા હતા.

મોટર નીચે પગ તૂટેલું એક કૂતરું લંગડાતું લંગડાતું જતું જોયું. વળી, દમથી ત્રાસેલી એક બુઢ્ઢી બજારમાંથી ઘેર જતી દેખાઇ.

મારા મનમાં આવ્યું, દરિયો આટલો પાસે હોવા છતાં આ બાઇ અમસ્તી શું કામ આટલું દુઃખ ભોગવી રહી હશે?

થોડા વખત પછી મારા આ વિચાર માટે મને શરમ આવવા લાગી. મરવા તૈયાર થયેલું માણસ આટલું બધું નિર્દય થઇ શકે છે!

આજે કાંઇ ખાવું નહીં એવી મેં મનમાં ગાંઠ વાળી હતી. ચણુ એક વાગવા આવ્યો અને પેટમાં કૂરકૂરિયાં બોલવાં લાગ્યાં. તરત જ વિચાર આવ્યો કે આજે રાત્રે મરવું છે તો ભલે પણ અત્યારે પેટ ભરીને ખાવામાં શું હરકત છે? કાલ સાંજનો વરખર્ચનો દોઢ રૂપિઓ પાસે હતો એમાંથી આઠેક આના મોટરવાળાને આપ્યા હતા અને હજી બીજા ચાર–આઠ આના ખરચવામાં કાંઇ હરકત ન હતી.

કહેવાય છે કે અગાઉ ફાંસી દેતા પહેલાં ગુનેગારને મેવા–મીઠાઈ આપતા હતા. આજે મરતાં પહેલાં મેં પણ મિજબાની ઝાપટવાનું નક્કી કર્યું. થોડી બરફી લીધી, થોડો ચેવડો લીધો. નાનપણમાં મને કેળાં ખૂબ ભાવતાં હતાં તે પણ થોડાં લીધાં!

એક મંદિરના સભા–મંડપની પાસે બેસી હું ખાવા લાગી. કેળાં છેવટે ખાવા માટે બાજુએ મૂકયાં. બરફી અને ચેવડો ખાધો એટલામાં એક ભિખારણ તેનાં બે છોકરાંને લઇને આવી. તે કાલાવાલા કરી માગવા લાગી. તેના છોકરાએ તો કેળાં માટે જ હઠ લીધી. બધાં કેળાં મેં તેને આપી દીધાં.

રાત્રે બોટ ઊપડવાના વખત સુધી હું ગમે ત્યાં ફરવા લાગી. જેમ ખૂબ તાવમાં બેચેન બનેલો માણસ જરામાં આંખ ઉઘાડે, જરામાં આંખ બંધ કરીને અસ્વસ્થ પડી રહે તેવી મારી દશા હતી.

'હું બોટ પરથી દરિયામાં કૂદી પડવાની છું,' એવું કોઇને ધાંટો પાડીને કહી સંભળાવવાની મને અસાધારણ ઇચ્છા થઇ હતી, પણ મારા મોઢામાંથી આ શબ્દો બહાર પડતા ન હતા. હું દરિયા કિનારે ગઇ ત્યારે મનમાં આવ્યું કે ખૂબ પવન છૂટે અને કિનારા પરનું ઝાડ મારા પર તૂટી પડે તો કેવી મજા આવે ? સાંજે કિનારા ઉપર માછલી વેચાવા આવી ત્યારે દરેક ટોપલામાંના તે માછલાંના સુંદર પણ નિસ્તેજ ડોળા જોઇ મને ગજબનો આનંદ થયો. હું મનમાં બોલી ઉઠી—

'આજે આ તીર્થધામોના પરધર્મી માણસોને માછલાંની મિજબાની છે. કાલે માછલાંઓને પણ માણસની મિજબાની મળશે !'

માંડવી બંદરની ટિકિટ કઢાવી હું મછવામાં ચડી ત્યારે મારું ધૈર્ય ખૂટવા માંડયું. બોટ પરથી કૂદકો મારતાં મારી હિમ્મત ચાલશે કે નહીં તેની મને શંકા થવા લાગી. દીવાના કિરણોમાં સાગર હજાર ફેણો નચાવતા નાગ જેવો ભયંકર લાગતો હતો. હલેસાં શરૂ થતાં પાણીમાં જે અવાજ થયો તે સાંભળી યમદેવ મારી જીભ ચાટે છે કે શું એવું મને લાગ્યું, મારાં રૂંવે રૂંવાં ઊભાં થઇ ગયાં.

મનની બીક ઓછી થાય એટલા માટે હું મછવાના કઠેડા પરથી વંકાઇને જોવા લાગી. તે જ વખતે મછવાને બીજે છેડે એક પુરુષ પણ મારી માફક સમુદ્રનાં જળ તરફ જોતો દેખાયો.

વળી વિચાર આવ્યો, એ પણ આપઘાત કરવા આવ્યો હશે કે શું ? એમ હોય તો કેટલું સારું ? એક–બીજાના હાથ ઝાલી અમે બેય પરલોકમાં સાથે પહોચશું !

મનુષ્યના મનને પ્રેમની, સ્નેહની, મૈત્રીની કેવી અજબ ભૂખ હોય છે ? મરતી વખતે પણ 'કોઇ મારી સાથે આવે' એવું તેને લાગે છે.

હોડી બોટ પાસે આવી, હવે વિલંબ કરવાનો કાંઇ અર્થ ન હતો. હું ઝડપભેર આગળ થઇ ને સડસડાટ સીડી ચઢી બોટમાં આવી.

× × ×

બોટ ઊપડે ત્યાંસુધી હું કઠેડાને ટેકવીને ઊભી હતી.

બધી બાજુ માણસો અસ્તવ્યસ્ત ઊંઘતા હતા. પણ મને નીચે બેસવાનું પણ ગમતું ન હતું.

હોડી દૂર ગઇ, બોટે સીટી વગાડી. લંગર સળવળ્યું. બોટ પાસેનાં મોજાં હાલી ઊઠ્યાં. તેમની સામે મેં જોયું—થોડા વખત પછી એમાંના એક ઓશીકા ઉપર માથું ટેકવી હું કાયમની ઊંઘી જવાની છું એ વિચારે મેં આનંદ અનુભવ્યો.

પાંચદસ મિનિટ થઇ અને હું હળવેકથી સીડી ચઢી ડૅક પર આવી. ત્યાં ચાર પાંચ માણસો હતા. એમાંનો એક યુવાન દરિયા સામું જોતો ઊભો હતો, બાકીના બધા ઊંઘતા હતા. બીજી બાજુ જવું, અંધારામાં મેડા ઉપર ચઢવું, અને—

હું આગળ જાઉં એટલામાં તો તે યુવાને વળીને પાછળ જોયું. તે હસતો હતો—મારી સામું જોઇ તે હસતો હતો.

છી!! તેનું મોં હસતું જ હોવું જોઇએ; મેં તેને આગળ ક્યાંય જોયો ન હતો.

આગળ જવું કે પાછળ તે વિચારમાં હું પડી. પેલો માણસ પાછો દરિયા સામે જોવા લાગ્યો.

મને યાદ આવ્યું: કેટકેટલા પૈસા છે, તેને શું કામ સમુદ્રમાં ડુબાડવા?

હું નીચે આવી ચારે તરફ જોવા લાગી. એક ફાટીતૂટી ગુણ ઉપર એક છોકરું સૂતું હતું. પાસે તેની મા ઊંઘતી હતી. તે છોકરા પાસે મેં બાકી રહેલા બધા પૈસા મૂકયા. તેને એક ચૂમી લેવી એવું મનમાં ખૂબ થઈ આવ્યું. પણ તે જાગીને રડવા માંડે તો? તેની મા જાગે. હું કોણ છું તેની તપાસ કરે—

છટ છટ !! મૃત્યુ–ઘરનાં બારણાંમાંથી વારે ઘડીએ પાછું વળી દુનિયાને જોતાં બેસવાનો શો અર્થ?

હું ડેક પર જવા નીકળી. સીડી પાસે આવી ને પાછું વળી જોયું તો પેલો યુવાન દૂર ઊભોઊભો મને જોતો હતો. તે મારી ચોકી તો નહીં કરતો હોય?

તેને છેતરવા હું ત્યાં જ બેઠી ને ઢીંચણ પર માથું મૂકી ઝોકાં ખાવાનો ઢોંગ કરવા લાગી. થોડા વખત પછી મેં ઉપર જોયું તો તે કયાંય દેખાયો નહીં. કંટાળીને બિચારો ઊંઘી ગયો હોવો જોઈએ!

ચોરની જેમ હું ઉપર ચડી, તેની પથારી સામું જોયું. ઓશીકા સુધી તેનું ઓઢવાનું દેખાતું હતું. તેનું માથું પણ ઓઢવાનામાં વીંટાળીને તે સૂતો હોય એમ લાગતું હતું.

અંધારામાં આવેલા બીજા છેડા તરફ હું ગઈ.

મારા જીવનનો છેવટનો આધાર હતો તે કઠેડો ઝાલ્યો અને—

જીવવાની ઇચ્છા મનમાં ડોકાવીને દેખાવા લાગી. તેવો ભાસ થતાં જ ગઈ રાતનો પેલો બનાવ, જન્મથી માંડીને આજ સુધી મારી પૂઠે લાગેલાં દુ:ખો, અત્યાર સુધીનું ઓશિયાળું જીવન—આ બધી બાબતો યાદ કરી મેં મનને પૂછ્યું—'ઉષાએ કોના માટે જીવવું?'

છેવટ મારામાં કઠેડા ઉપર ચઢવા જેટલી હિંમત આવી. હવે હાથ છોડી, આંખ મીંચી—

આંખ આગળ અંધારું દેખાવા લાગ્યું. એટલામાં કોઈએ મારો હાથ ઝાલી મને એકદમ પાછી ખેંચી. મેં પાછું જોયું.

પેલો જ યુવાન હતો એ !

આખી બોટ ગોળગોળ ફરતી હોય એમ મને લાગ્યું. પોતાના બે હાથથી પકડી તેણે મને પોતાની પથારી તરફ ખેંચી.

વિચારોથી થાકેલું માથું ઓશીકા ઉપર મૂકતાં મારી નજર આકાશ તરફ પડી. ચંદ્ર હમણાં જ ઊગ્યો હતો.

× × ×

## ૪

## અ રુ ણ

કૃષ્ણ-પક્ષમાં મધ્યરાત્રિ પછી થતો ચંદ્રોદય કેટલો સુંદર હોય છે! નિરાશાથી ઘેરાયેલા માણસના મનમાં આશા ચમકાવતી એ ચંદ્ર-કલા કેવી આકર્ષક દેખાય છે! સાગર ઉપર વિહાર કરતાં આ દૃશ્ય હંમેશ કરતાં વધુ મોહક લાગે છે.

કોઈ જાદુગર જેમ કાળા પાષાણનું આરસમાં રૂપાંતર કરે તેમ ચંદ્રમા સમુદ્રનાં મોજાંઓને તેના અજવાળાથી ઉજાગતો હતો; પણ—

મારી પથારીમાં અસ્વસ્થ પડેલી પેલી છોકરીના ચહેરા પર છવાએલા કરુણ વાદળને જોઇ મારું મન બહારના સૃષ્ટિ–સૌંદર્યમાં ગુંથાતું ન હતું.

ક્યારે તે આંખો ઉઘાડે એવું મને થતું હતું. તે કોણ?—ક્યાંની?—આપઘાત કરવા કેમ આવી?—

થોડીવારમાં તેણે આંખો ખોલી. મારી તરફ વિચિત્ર દૃષ્ટિથી જોતાં તેણે પૂછ્યું—

'ક્યાં લઇ ચાલ્યા મને?'

'ઘેર.'

'ઘેર? કોના?'

'તારા,–મારા.'

'તમારું નામ?'

'અરુણ.'

મારું નામ સાંભળી તેની મુખમુદ્રા ઉપર સ્મિત ચમક્યું, તે બોલી ઉઠી—

'મારું નામ કાંઇ એટલું સારું નથી!'

'નામ જાણ્યા વગર સારું ખોટું હું કઇ રીતે નક્કી કરું?'

તે મૃદુ હાસ્ય કરી બોલી—

'મારું નામ ઉષા.'

'વાહ વાહ! આવું સુંદર નામ તો દુનિયામાં બીજું એકેય નથી. આ નામ તો આપણને ખૂબ ગમ્યું.'

તે મારી સામે જોઇ રહી. તેને હસાવ્યા વિના તેના મનનો ભાર ઓછો થાય તેમ ન હતું. એટલે હું ખાસ બોલ્યો—

'પ્રાચીન કાળમાં મોટામોટા ઋષિઓએ ઉષા ઉપર સ્તોત્રો રચ્યાં છે અને હમણાં પણ ઉષાનું દર્શન ન થાય તો બાગમાંની કળીઓ ખીલતી નથી.'

તે હસીને બોલી—

'તમારા શબ્દો કોઈ સાંભળશે તો તે શું કહેશે તે ખબર છે?'

'શું?'

'તે કહેશે, અરુણ તો મોટા કવિ છે.'

'હું પાકીટમાંથી વીમાના કાગળ કાઢીશ એટલે તેમને સરસ કાવ્ય નજરે પડશે.'

આ સાંભળી ઉષાએ મુક્ત હાસ્ય કર્યું.

કઠેડા તરફ જોઈ તે બોલી—

'થોડી વાર પહેલાં કોઈ આ કઠેડાપરથી કૂદી પડવા તૈયાર થયું હતું.'

'કોણ?'

'હું.'

'તું? છટ! માણસે ગમે તેમ શું બોલવું?'

તે મારી સામે આશ્ચર્યથી જોવા લાગી. બરાબર તેની સામે જોઈ અને બેય હાથથી તેને હલાવી મેં કહ્યું—

'ઉષા! જાગ, જાગ.'

તેને મારા શબ્દોનો અર્થ ન સમજાયો.

હું હસીને બોલ્યો—

'તું હજી સ્વપ્નામાં છે! આ સ્વપ્નામાં તું દરિયામાં ભૂસકો મારવા તૈયાર થઈ હતી. ઉષા! આ ભયંકર સ્વપ્નામાંથી પહેલાં જાગ જોઉં?'

તેની આંખમાં મૂર્તિમંત કૃતજ્ઞતા ખડી હતી.

અમે બંને બોટના કઠેડા પાસે જઇ ઊભા. વચ્ચે-વચ્ચે અમારી આંખો માત્ર બોલતી હતી. આંખોથી માણસોનાં હૃદયો કેટલાં જલદી એકમેકને ઓળખાય છે !

માંડવી બંદર દેખાય ત્યાંસુધી અમે ઊભાં હતાં.

'આપણે અહીંયાં ઊતરવાનું' એમ મેં કહ્યું ત્યારે તે મારા હોલ્ડ-ઑલ પાસે ગઇ. ઓઢવાની સરસ ઘડી કરી અંદર મૂકી તે મારી પથારી વીંટવા લાગી. કલાક દોઢ કલાક પહેલાં આ છોકરી આપઘાત કરવા નીકળી હશે એ કોઇને સાચું પણ લાગે ?

બોટમાંથી ઊતરતાં મેં રમુજમાં કહ્યું—

'ઉષા ! સંભાળીને ઊતર, હં !'

'કેમ ?'

'તને સાગર સાથે જરા વધારે પડતો સ્નેહ છે એટલે—'

'હું પડું તો પણ કાંઇ ડૂબવાની નથી.'

'તરવાનું જાણતી લાગે છે ?'

'મારે હવે શું કામ જાણવું જોઇએ ?' આમ બોલી મારા સામું જોઇ એણે કેટલું ઉલ્લાસભર્યું હાસ્ય કર્યું !

× × ×

બાકીનો પ્રવાસ રદ્દ કરી ઉષાને લઇ હું માંડવીથી સીધો ઘેર આવ્યો. પાછાં આવતાં વારંવાર મને બોટ પરનો એ પ્રસંગ યાદ આવ્યા કરતો હતો—

## ✤ ચોથું ✤

જેની પાસે કંઇ પણ સામાન ન હતો તેવી એક છોકરીને મેં બોટ પર ચડતાં જોઇ. ઉપર ગયા પછી કઠેડાને ટેકવી તે એકલી જ ઊભેલી દેખાઇ.

તેની સાથે બીજું કોઇ માણસ ન હતું. મારું મન કાંઇક શંકાશીલ થયું. દુનિયામાં ગુપ્ત દુ:ખો ઘણાં હોય છે એ વિચાર મારા મનમાં વારે ઘડીએ આવવા લાગ્યો.

બોટ ઊપડી ત્યારે તે ઉપર આવી અને મારી શંકા આમ દૃઢ થઇ. તેના ઉપર મેં નજર રાખવા માંડી. મને જોઇ તેને પણ કાંઇ સંશય આવ્યો હોય એમ લાગ્યું.

તેને ન દેખાય એ ઇરાદાથી હું તેની પાછળ રહ્યો; મારી પથારીમાં કોઇ માણસ સૂતું છે તેવો ઢોંગ રચ્યો—ત્યારે તો તે મારા હાથમાં આવી. હું તેને બચાવવામાં સફળ થયો. નહીં તો અત્યારે તો દરિયાના માછલાંઓને ભક્ષ્ય બની તેનું શરીર—

હોંશિયાર, ચતુર, વાચાળ, ઉદ્યમી અને હળવા મનની આ છોકરી શું માછલાંને એક દિવસ મિજબાની મળે તેટલા જ માટે જન્મી હતી ? આ વિચારથી મને કમકમાં આવ્યાં. જો મારું ધ્યાન તેના તરફ ન ગયું હોત તો—

સ્નેહ કરનારી એક પણ વ્યક્તિ આ અભાગી છોકરીને ન મળી ? કાકા, કાકી, સાસુ, દિયર, દેરાણી એ બધાં એક ગુલામ તરીકે આની સાથે વર્તે એમ ? પાળેલા કૂતરા, બિલાડા સાથે માણસો સ્નેહ કરે છે ત્યારે—

મૂંગા પ્રાણી પરની માણસની માયા એ ઉપભોગનો એક પ્રકાર જ છે. પણ માણસ ઉપર પ્રેમ કરવા માટે આવશ્યક એવી ત્યાગ-

વૃત્તિ કેળવવા માનસિક તૈયારીની જરૂર છે. સંબંધને લીધે કે પૈસાને અંગે દુનિયામાં ઘણી વાર પ્રેમનું પ્રદર્શન કરાય છે. પણ આ અનાથ વિધવા છોકરીની બાબતમાં તેમ કોણ કરે?

ખરેખર, પ્રેમ એ અગ્નિ–દિવ્ય છે. ત્યાગ સિવાય, અહંકાર ભૂલતાં શીખ્યા સિવાય, હૃદયે હૃદયને ઓળખ્યા સિવાય ખરો પ્રેમ કરી શકાતો નથી.

ઘેર પહોંચતાં સુધી ઉષા તરફ જેટલી વાર મેં જોયું તેટલી વાર દરેક વખત એક જ વિચાર મારા મનમાં ઘોળાયા કર્યો—

'માણસના પેટમાં જેમ આગ લાગે છે તેમ હૃદયમાં પણ તે ઉત્પન્ન થાય છે. પ્રીતિની ભૂખ પણ પેટની ભૂખ જેટલી જ મહત્ત્વની છે.'

× × ×

ઉષાને લઇને મેં ઘરમાં પગ મૂકયો. દોડતો આવતો અનિલ બૂમ પાડી ઊઠયો—

'દાદી! દાદી! અરુણ કાકા આવ્યા, વહુને લઇને અરુણ કાકા આવ્યા!'

આ છોકરાને ચૂપ કેમ કરવો એ મને સમજાયું નહીં. મારા ગયા પછી આ બંને છોકરાં મારાં લગ્નની જ વાતો કર્યા કરતાં હતાં કે શું?

અનિલની ભૂલ સુધારવા માટે મીરાં આગળ આવી. તે બોલી, 'આ કાંઇ કાકી નથી! એના કપાળે ચાંલ્લો કયાં છે?'

મીરાં આમ બોલી તેથી ઉષાને ખોટું લાગ્યું હશે એમ મને લાગ્યું. મેં તેના સામું જોયું—તે હસતી હતી.

'રમતાં-રમતાં, ગેલમાં અને તાનમાં આવી નાના છોકરાં કરડે એટલે મોટા માણસો કાંઇ રડતા નથી' એમ જાણે તેની આંખો કહેતી હતી.

બાએ ઉષાને પાસે લઇ તેની પીઠ પર હાથ ફેરવ્યો ત્યારે તે કેવી નાની છોકરીની માફક બાને વળગી પડી !

બાએ **મીરાં**ને કહ્યું, '**મીરાં**, આ તમારી ફોઇ છે !'

તેણે શું જવાબ આપ્યો ? 'ના, બા, ના, ફોઇ કહેવા જેટલાં આ કાંઇ મોટાં નથી. હું તો તેમને ઉષાબહેન કહીને બોલાવવાની.'

× × ×

ઉષા મોટી નથી એમ **મીરાં** સહજ બોલી ગઇ, પણ પછીના ચાર દિવસોમાં આ વાકય મને રહી-રહીને યાદ આવવા માડયું. **મીરાં** અને બાનો પ્રેમ મારા ઉપર કાંઇ ઓછો ન હતો. પણ ઉષા ઘરમાં આવી પછી હું અવનવો ઉલ્લાસ અનુભવવા લાગ્યો.

એમ તો ઘરમાં ઠાકોરજી પાસેના દીવાથી માંડીને તે વીજળીના દીવા સુધીના દીવાઓ હોય છે. પણ બારીમાંથી હળવેકથી લપાતી-છૂપાતી અંદર આવતી ચાંદનીનો આનંદ એ દીવાઓમાં હોતો નથી.

ઉષાના સહવાસમાં મને તેવો આનંદ થયો. મારું માથું દુખે ત્યારે તે બામ ઘસવા લાગે અને તેના સ્પર્શ માત્રથી જ મારું અડધું દુઃખ હું ભૂલી જાઉં.

ઉષા ભક્તિભાવથી મારી સેવા કરવા લાગી. સવારે ઊઠીને જેવો હું મારી ઓરડી બહાર આવું કે ગરમ પાણીનો લોટો ત્યાં અચૂક દેખાય.

પાંચમા દિવસે મેં ઉષાને કહ્યું,

'તને શું એમ લાગે છે કે હું માંદો પડયો છું?'

'ના રે, બા!'

'ત્યારે મોં ધોવા ગરમ પાણી કેમ લાવે છે?'

'હું તો ઠંડું જ પાણી મૂકી ગઇ હતી.'

તેના હાથ ઉપર લોટામાંથી થોડું પાણી રેડી મેં કહ્યું,

'આ પાણી ઠંડું જ છે, હં!'

'ઓરડીના દરવાજામાં તે ગરમ થયું હશે.'

'મારી ઓરડી એટલે કાંઇ બાથરૂમમાંનો બંબો નથી, સમજી!'

'પણ બંબા કરતાં વધુ ગરમી છે અહીં!'

'એ શેની?'

'એક જણના ક્રોધની!'

કાલ બપોર પછી હું તેની સાથે બોલ્યો ન હતો એ મને યાદ આવ્યું. ક્રોધને લીધે મેં અબોલા લીધા હશે એમ એણે માન્યું હોય તો તે સ્વાભાવિક છે. હું ક્રોધે ભરાયોં હતો. પણ તે તેની ઉપર નહીં! મારા પોતાના ઉપર જ મને ખૂબ ગુસ્સો ચડયો હતો.

વર્ષાના આગમન પછી ચારેકોર લીલુંછમ દેખાય, તેમ ઉષા ઘરમાં આવી ને મારા મનમાંથી સ્નેહની અસ્ફુટ કલ્પનાઓ ડોકાવી-ડોકાવી બહાર જોવા લાગી.

સ્ત્રી, સ્ત્રીસુખ, સ્ત્રીપ્રેમ એ બધાં તરફ નવ વર્ષ સુધી મેં દુર્લક્ષ કર્યું હતું. વચ્ચે-વચ્ચે મારું મન અસ્વસ્થ જરૂર થતું. કોઇ કોઇ વાર વિચિત્ર છતાં મધુર એકલાપણું પણ લાગતું.

ચિત્રપટ જોતાં કે નવલકથા વાંચતાં પ્રણય-પ્રસંગ આવે ત્યારે ક્ષણભર નાયક સાથે હું એકરૂપ થઇ જતો. પણ ત્રિવેણી-સંગમની જગ્યાએ સરસ્વતીનો પ્રવાહ છૂપી રીતે વહે છે એમ કહેવાય છે ને? મારા મનનું સ્નેહનું ઝરણું પણ નવ વર્ષ એમ જ વહેતું રહ્યું.

ઉષા મારા જીવનમાં પ્રવેશી અને આ ઝરણાંની ઝરમર લઇ આવતી વાયુલહરી મારી આસપાસ સ્વચ્છંદપણે નાચવા લાગી.

પણ—

કેમે કર્યું મન પહેલાં જેટલું સ્થિર ન રહે. તે બાપડાનો વાંક પણ શો? બા સારુ અને કુટુંબ માટે નવ વર્ષ સુધી મેં તેને જેલમાં પૂર્યું હતું.

કામ—ફક્ત કામ—એક સરખું કામ—લાગલાગટ કામ! બીજી વસ્તુઓનો વિચાર જ ન કરવાનો એવું કડક નિયમન મેં મારા મન માટે નક્કી કર્યું હતું.

કૉલેજમાં હતો ત્યારે મને સંગીત ખૂબ ગમે, ટૅનિસનો પણ તેવો જ શોખ. કોઇક વાર કાવ્ય કરવાની પણ પ્રેરણા આવે! પણ જે દિવસથી વીમા-એજન્ટ થયો તે દિવસથી જગતનાં કાવ્યોને અને જીવનની રમતોને મેં રામરામ કર્યા.

કેટલીક વ્યક્તિઓ દેશ માટે જેલમાં જાય છે ને? મેં પણ કુટુંબ માટે જેલનું જીવન ગાળવાનો મન સાથે નિશ્ચય કર્યો.

કામનો હસરડો અને પરીક્ષા અંગે વાંચવાનો ત્રાસ, આથી ઘણીયે વાર મન કંટાળે અને શરીર થાકે. આવા વખતે સિગારેટ પીવાથી ઠીક લાગે છે, એવો અનુભવ એકબે વાર બહારગામ

થયો હતો. પણ બાને તો તંબાકુની વાસ જ ગમતી ન હોવાથી ધૂમ્રપાનની ટેવ મેં ન પાડી તે ન જ પાડી.

આવા નવ વર્ષના જેલ-નિવાસથી મેં બાને સુખી કરી, કુટુંબને પણ સુખી કર્યું—પણ મને પોતાને?

મારા પોતાના શારીરિક, માનસિક, કોઇ પણ સુખનો મેં ક્યારેય વિચાર કર્યો ન હતો. પણ ઉષા મારી આસપાસ ઘૂમવા લાગી. મને મારી ભૂલ સમજાઇ—નવ વર્ષ મેં મારા મનને પૂરી રાખ્યું હતું, મેં તેને ભૂખ્યું રાખ્યું હતું.

બેડીબદ્ધ મન તક મળતાં બંડખોર બને એમાં નવાઇ શેની? ટાયફોઇડમાંથી ઊઠેલા રોગીના પેટમાં જેમ ભૂખની જ્વાળાઓ પ્રગટે તેમ નવ વર્ષ સુધી વ્યવહારના તાપથી સુકાઇ ગયેલું મારું મન કાવ્ય માટે તરફડતું હતું. તે બાની મમતાથી કે મીરાં અને અનિલની લીલાથી શાંત થાય તેમ ન હતું.

પણ મારા મનની ભૂખ અને ઉષાની ભક્તિ એ બેનો તે કેમ મેળ ખાય? ચાર દિવસ મેં વિચાર કર્યો. એક વાર વાતવાતમાં મેં ઉષાને પૂછ્યું,

'જગતનો તારો અનુભવ આવો કડવો છતાં તેં મારા ઉપર આટલો બધો વિશ્વાસ કેવી રીતે મૂકયો?'

તે બોલી—

'મેં માણસ ઉપર વિશ્વાસ મૂકયો જ ન હોત. પણ—'

'પણ શું?'

'મારા દેવ મને મળ્યા હતા!'

## ✤ ચોથું ✤

અરુણ ઉષાના 'દેવ' હતા. તે દેવ માણસના જેમ વર્તવા લાગે તો ?

છી !

આ વિચાર જ મને અસહ્ય થઇ પડયો. મારા માટેની ઉષાની ભક્તિની કલ્પનામાં કાંઇ પણ ફેર ન પડવો જોઇએ, એ ચોખ્ખું હતું. પ્રેમ કરવો ન કરવો એ કોઇના હાથની વાત ન હોય તો પણ પોતાનો પ્રેમ છતો ન કરવો એ દરેક માણસના હાથની જ વાત છે !

ભક્તિ અને પ્રીતિ ! ઉષાની ભક્તિનો બદલો ભક્તિમાં જ મળવો જોઇએ. પણ મારા મનની હમણાંની ભૂખ ભક્તિથી શાંત થાય તે સંભવિત ન હતું. મારાં મનને પ્રીતિ જોઇતી હતી.

છેવટે અડધો દિવસ ઉષા સાથે બોલ્યા વિના વિતાવવો એમ મેં નક્કી કર્યું. આ નિશ્ચય પાર પાડતાં મને કેટલો ત્રાસ થયો ! એક વાર તો મનમાં ને મનમાં 'ઉષા' એમ મોટેથી બોલી તેની સાથે બોલવાની હોંશ મેં પૂરી કરી !

આ અબોલાથી હું તેના ઉપર ચીડાયો છું એમ એને લાગ્યું, પણ મને ધીરજનો આશરો મળતો જતો હતો. સહવાસથી ઉષાની ભક્તિનું રૂપાંતર પ્રીતિમાં થવાનો સંભવ હતો.

અને તેમ ન થાય તો પણ અરુણ વિષેની તેની ભક્તિ-ભાવનાને આંચકો લાગે એવો એક પણ હરફ મારા મોમાંથી નીકળે એ ઠીક નહીં, એ વાત તો સ્પષ્ટ હતી.

'ઘેર આવેલી બહેન' એ દૃષ્ટિએ હું એના પશ્ચાત્-જીવનનો વિચાર કરવા લાગ્યો.

કેટલાંક વર્ષોથી તેણે અભ્યાસનાં પુસ્તકોને હાથ લગાડયો ન હતો. અંગ્રેજી, ગણિત વગેરે વિષયો દોઢ–બે મહિનામાં તૈયાર કરાવી તેને નર્સિંગનો અભ્યાસ કરવા મોકલવી એમ મેં નક્કી કર્યું.

હું બહારગામ જાઉં તો પણ તેને મદદ કરવા ઘરમાં કિરીટ તો હતો જ.

ત્રણ–ચાર દિવસ મેં તેને શીખવ્યું. શીખવવામાં આટલો આનંદ હોય છે એનો મને ખ્યાલ ન હતો.

ચોથા કે પાંચમા દિવસે વીમાના એક કામને અંગે મારે મુંબઇ જવાનું થયું.

રાત્રે ગાડીમાં નવથી દસ વાગ્યા સુધી મને ઉષા વારંવાર યાદ આવવા લાગી. પુસ્તક ઉઘાડીને સામી બેઠેલી ઉષાની આકૃતિ કેમે કરી મારી નજર સામેથી ખસે જ નહીં ને !

નિયમિત રીતે ટેબલ પરના મારા ફોટો પાસે અને મારા ઓશીકા ઉપર તે ફૂલો મૂકતી. તે ફૂલોની સુવાસ આગગાડીના આ ડબ્બામાં પણ ફેલાઇ છે કે શું એવો મને ભાસ થયો.

× × ×

## ૫

## ઉષા

**અરુણ** ત્રિવેદી મુંબઇ ગયા છે.

દસબાર દિવસ પહેલાં કોઇએ મને આ વાત કહી હોત તો હું મનમાં બોલત.

# ✤ પાંચમું ✤

'દરરોજ ઘણુંય માણસો મુંબઇ જાય છે! તે વિના શું આગગાડીનો ધંધો ચાલે છે?'

'પણ, આજે!

આજે લાગે છે—મારા અરુણ મુંબઇ ગયા છે. જેવી ચોપડીઓ લઇ ભણવા બેસું કે મનમાં આવે—આ વખતે અરુણ મુંબઇમાં શું કરતા હશે? તેમને ઉષા યાદ આવતી હશે? તેમને કાંદા-કાકડીનું રાયતું ખૂબ ભાવે છે. તે જ્યાં ઊતર્યા હશે તે ઘરનાં બૈરાંઓના ધ્યાનમાં શું આ આવ્યું હશે? તેમને ફૂલો પણ ઘણાં ગમે છે. પણ બાગમાં ગમે તેટલાં ફૂલો ખીલ્યાં હોય તો પણ તે એક પણ પોતાના હાથથી તોડીને લેવાના નહીં! આજ રાતના ઓશીકા ઉપર ફૂલો નહીં દેખાય એટલે તેમને ઉષા યાદ આવશે અને પછી—

પંખીની જેમ જો ફૂલોને ઊડતાં આવડતું હોત તો હું બાગનાં બધાં ફૂલોને મુંબઇ જવાનો હુકમ કરત.

અને પંખેરુની જેમ મને પણ પાંખ હોત તો—

તો—

તો રાતના બધા માણસો ઊંઘી ગયા હોત ત્યારે ઊંચાઊંચા આકાશે ઊડી હું મુંબઇ જાત, અરુણના દરવાજા ઉપર ચાંચથી 'ટક-ટક અવાજ કરત અને દરવાજો ઉઘાડવા ઊઠવાના તેમનાં પગલાંનો અવાજ સાંભળતાં હું ભર્‌ર્‌ર્ ઊડીને પાછી આવતી રહેત!

હું કેટલી ગાંડી છું!

પોતાના ભક્તને ગાંડા કરવામાં જ દેવને આનંદ આવતો હોય છે, ખરું ને?

દસબાર દિવસ પહેલાં હું મૃત્યુને જલદી આવવા વિનવતી હતી; હવે યમરાજા બારણામાં આવી મને બોલાવવા લાગે તોપણ હું તેમને "ઓ" કહેવાની નહીં.

તે જો વધુ ધાંટાધાંટ કરવા લાગે તો તેમને કહીશ,

'જાવ પાછા, મને હમણાં વખત નથી. અરુણની પૂજા કરું છું હું. પૂજા પૂરી થયા પછી—'

પખવાડિયા પહેલાં જીવવું એટલે સ્મશાનમાં રહેવું એમ મને લાગતું હતું. પણ અરુણના ઘરમાં આવ્યા પછી જગત એક મંદિર છે એ કલ્પના મારા મનમાં સ્થિર થવા લાગી.

આ મંદિરમાં મારા દેવ—મરી ગયેલા મનને જીવંત કરનાર વ્યક્તિને દેવ નહીં તો બીજું શું કહેવું?

માંડવીથી અહીંયાં આવતાં રસ્તે અરુણ બોલ્યા,

'ઉષા! તને લાગતું હશે કે આપઘાત કરવાની હિંમત દુનિયામાં ઉષા નામની એક છોકરીમાં જ હશે. પણ ઘેર ગયા પછી તારું આ અભિમાન કેટલું પોકળ છે એ તને દેખાશે. અમારે ઘેર પણ જાન આપનારી પુષ્કળ વ્યક્તિઓ છે!'

અરુણના આ વાક્યનો વિચાર હું આખે રસ્તે કરતી હતી. અરુણના ઘરમાં શું કોઈએ આપઘાત કરવાનો પ્રયત્ન કર્યો હશે? છટ! એમના જેવા માણસના સહવાસમાં રહેનારા કોઈપણ માણસને મૃત્યુની ઇચ્છા થાય ખરી?

અરુણના આ શબ્દોનો અર્થ શું હોઈ શકે? ઘેર આવતાં સુધી આ પ્રશ્નના જાતજાતના ઉત્તરો મેં ગોઠવ્યા પણ એક પણ આધારભૂત હોય એમ મને લાગ્યું નહીં.

તેમણે મને પોતાના રૂમમાં લઇ જઇ તિલક, ગાંધીજી જવાહરલાલના ફોટાઓ તરફ આંગળી ચીંધી કહ્યું,

'આ જોયા કે જાન આપનારા માણસો?'

આ બધા ફોટા મેં પહેલાં જોયા હતા. પણ—

આ ફોટાની પાસે એકદમ સાદો એવો એક ફોટો હતો. મેં ઉત્કંઠાથી પૂછ્યું—

'આ—આ કોણ?'

તે હસીને બોલ્યા, 'બાબુ ગનૂ. એક સાદો મજૂર. પણ કેટલો મહાન—'

આમ કહી દેશને માટે બાબુ ગનૂએ મોટર નીચે પોતાનું કેવી રીતે બલિદાન આપ્યું એ વાત તેમણે કહી સંભળાવી. મારી આંખમાં આંસુ ભરાઇ આવ્યાં.

આ બધા ફોટા સામે જોઇ અરુણ બોલ્યા,

'ઉષા! આ બધા મહાન નેતાઓ તને કહે છે—ધ્યેય માટે જાન આપવાનો હોય છે, જાન માટે જાન આપવાનો હોય છે; માટી માટે નહીં!'

ગાંધીજી, તિલક, જવાહર અને બાબુ ગનૂ: આ બધા ફોટામાંથી અરુણના આ શબ્દો વારંવાર બહાર પડતા મને સંભળાવા લાગ્યા. તે બધી વ્યકિતઓને વંદન કરી મેં મનમાં ગાંઠ બાંધી,

'જાન માટે જાન આપીશ; માટી માટે નહીં.'

મારે નર્સ થવું એમ અરુણે નક્કી કર્યું.

પહેલાં શીખેલાં અંગ્રેજી અને ગણિત ફરીથી પાકાં કરવા જ્યારે હું તેમની આગળ બેઠી ત્યારે તેમને કેટલો આનંદ થયો! મારાથી પૂછ્યા વગર ન રહેવાયું.

મેં પૂછ્યું, 'આટલો બધો આનંદ શેનો?'

તે બોલ્યા, 'આજે મને કેટલું મોટું ટ્યુશન મળ્યું છે! હવે આપણે પેટ માટે ચિંતા કરવાની જરૂર નથી!'

આ મશ્કરીનો એવો જ પ્રત્યુત્તર આપતી હું બોલી, 'મને તો કંઇ ફક્કડ રસોઇ કરતાં આવડતી નથી!'

તેમની પાસે ગણિત શીખતાં મારું ધ્યાન બરાબર ચોંટે; પણ તે કવિતા શીખવવા લાગે કે—

'ભિખારણ' એવું તે અંગ્રેજી કવિતાનું નામ હતું. તે કવિતાની 'ભિખારણ' રાજદરબારમાં આવે છે ત્યારે રાજા બધાને કહે છે—

'The beggar maid shall be my queen.'

આ લીટીનો અર્થ તો મને બરાબર સમજાયો; પણ કોણ જાણે કેમે કરી હું તે બોલી ન શકી.

અરુણને લાગ્યું કે મને અર્થ નથી સમજાયો.

તે બોલ્યા, 'આનો અર્થ બતાવ ને? એકદમ સહેલો છે— આ ભિખારણ મારી રાણી થશે.'

'આમ શું જુએ છે?' એમ જ્યારે તેમણે પૂછ્યું ત્યારે હું વિચિત્ર દૃષ્ટિથી તેમની સામે જોતી હોઇશ એવો મને ખ્યાલ આવ્યો.

બિચારી આંખોનો શો વાંક? બધો અપરાધ મારા હૃદયનો જ હતો. તેને તે ભિખારણની જગ્યાએ ઉષા દેખાવા લાગી, રાજાના સિંહાસન ઉપર અરુણ બેઠા છે એવો ભાસ થયો—

મનનું આ ઘમસાણ અરુણના ધ્યાનમાં ન આવે એટલા માટે મેં પૂછ્યું,

'ભિખારણ તે વળી રાજાની રાણી થતી હશે ખરી?'

મેં ધાર્યું કે તે કહેશે, 'કવિની કલ્પનામાં આમ બનતું હશે, પણ વ્યવહારમાં નહીં!'

પણ તેમનો જવાબ સાંભળી હું ચકિત થઈ.

તે બોલ્યા, 'ભિખારણ રાજાની રાણી બને તેમાં શું હરકત છે? બહુ બહુ તો રાજા તેને માટે ભિખારી થાય!'

રાજા ભિખારણ માટે ભિખારી થશે?

અરુણ ઉષા માટે—

છટ!

મારી ભક્તિને ન શોભે તેવા આ વિચારો મનમાંથી કાઢી નાંખતાં મને કેટલો પરિશ્રમ પડયો! મારે મારા મન સાથે કેટલું લડવું પડયું!

× × ×

અરુણ મુંબઈથી બે દિવસમાં પાછા આવવાના હતા. પણ ત્યાંનું કામ પત્યું નહીં એટલે તેમનું આવવાનું બીજા બે દિવસ લંબાયું.

'કાંઈ અડચણ પડે તો કિરીટને પૂછજે' એમ એમણે મને કહ્યું હતું. એક દાખલો અઘરો હતો, તે પૂછવા માટે તેની ઓરડીમાં મેં પગ મૂકયો. ભાઈસાહેબ કહે—

'આવો, ઉષાદેવી, પધારો.'

મનમાં એવો તો ગુસ્સો ચડયો એના ઉપર! પણ શાંતિથી હું બોલી,

'હું ઉષાદેવી નથી; ફક્ત ઉષાબહેન છું!'

'બહેન' શબ્દ સાંભળતાંજ જાણે વીંછી કરડ્યો હોય તેમ ફૂદકો મારી તે બોલ્યો,

'અરરર્! 'બહેન' એ શબ્દ સિનેમાને મંજૂર નથી. 'દેવી', 'રાણી', 'સામ્રાજ્ઞી', 'બાલા', 'કુમારી', 'કોકિલા', 'હરિણી'—'

વિષ્ણુસહસ્રનામની જેમ આવા હજાર નામની યાદી એ વાંચશે કે શું એમ ધારી હું બોલી—

'ડાકિની જક્ષિણી—બીજું જે જે બાકી હોય તે બોલી નાખોને!'

ડાહ્યા માણસોને શબ્દોનો માર બસ છે. પણ ગાંડાને—અને કિરીટનું ગાંડપણ કાંઇ સીધું સાદું થોડું હતું? તે તો સિને-તારિકા પછવાડે ગાંડો બન્યો હતો.

મારું કામ થાય તો જોઉં એમ ધારી મેં ગણિતની ચોપડી ઉઘાડી; પણ 'ગણિત' શબ્દ કાન ઉપર પડતાં જ 'અરે, બાપરે' કહી કિરીટે બીવાનો જે દેખાવ કર્યો તે જોઇ હસીહસીને મારું તો પેટ દુખવા લાગ્યું! સાપ ઉપર પગ પડે તો પણ કોઇ આટલું ન ગભરાય.

મારા હાથમાંની ચોપડી લઇ, દાખલો વાંચી તે ગંભીરતાથી બોલ્યો—

'અમુક ફૂટ લાંબી અને અમુક ફૂટ પહોળી ઓરડી માટે કેટલા પથ્થર જોઇશે? જવાબ એકદમ સહેલો જ છે. આવા દાખલાઓ કાઢનાર માણસ જેવો એકાદ પથ્થર પણ બસ છે. કોઇ સંન્યાસીએ આ ચોપડી લખી હશે. આવી ઓરડીમાં બે જુવાન માણસો પાસે-પાસે ઊભા હોય ત્યારે એકબીજા તરફ કેમ જુએ એ પૂછવાનું છોડી આવું—'

ક્રોધથી હું ભાન ભૂલી. એ મૂરખાના માથામા હાથમાંની ફૂટપટ્ટી જોરથી ફટકાવી હું મારી ઓરડીમાં પાછી ગઇ.

કિરીટના આવા ઉચ્છૃંખલ વર્તનથી તો અરુણ પ્રત્યેની મારી ભક્તિભાવનામાં વધારો થયો.

ડુંગર જેટલા મારા ઉપર તેમના ઉપકાર છતાં દૃષ્ટિ માત્રથી પણ મારા અસહાયપણાનો તેમણે લાભ લીધો ન હતો. ટેબલ ઉપર અને ઓશીકા ઉપર હું ફૂલો મૂકતી તે અરુણ ઉલ્લાસથી લેતા પણ એકેવાર તેમણે મારા હાથમાંથી ફૂલો ઝૂંટવ્યાં ન હતાં.

શબ્દથી, દૃષ્ટિથી, સ્પર્શથી કોઇપણ રીતે અરુણે ઉષાના સ્ત્રીત્વનું અપમાન કર્યું ન હતું.

તેમણે મારા હાથમાંથી ફૂલો લીધાં હોત તો—તો મને ખરાબ લાગત. અરુણ બીજા માણસ જેવા છે એવો વિચાર આવી મારી ભક્તિ-પૂજાને થોડો આંચકો લાગત. પણ મને જેટલું ખરાબ લાગત તેટલું સારું પણ લાગત. નહીં તો અરુણ આવું કાંઇ કરે એવી અસ્પષ્ટ ઇચ્છા મારા મનમાં એકાદ-બેવાર શું કામ આવી હોત?

પણ અરુણ આવું કાંઇ કરે એટલે—અરુણ પોતાની કિંમતી કાશ્મીરી શાલ ઉપર માદરપાટનું થીગડું લગાવે ?

છટ ! ઉષાથી આવું કાંઇ જોવાશે નહીં.

મારા મનનું મે સમાધાન કર્યું—કુબ્જા માટે કૃષ્ણે રાધાને છોડી નહીં, શબરી માટે રામે સીતાને છોડી નહીં, તો ઉષા માટે અરુણે—

દરરોજ સાંજે બાગમાંની કોઇ કળી દેખાય એટલે હું તેને કહું—'મારો પ્રેમ તારા જેવો જ છે હોં !'

બીજે દિવસે તે કળી ખીલેલી લાગે અને અંદરથી મને કોઇ હસતું હોય તેમ લાગે.

અરુણ મુંબઇથી પાછા આવે તે પહેલાં ધનસુખરામનો એક કાગળ આવ્યો. બાએ તે મને વાંચવા કહ્યું. તે પત્રનો પહેલો ભાગ વાંચતાં મનમાં ને મનમાં હું ખૂબ હસી—

'સ્વસ્તિ શ્રી મહાશુભસ્થાને પૂજ્યારાધ્યે, અનેક શુભોપમા–લાયક, તીર્થરૂપ, પૂજ્ય માતુશ્રીની સેવામાં, બાળક ધનસુખના બે હાથ જોડી સાષ્ટાંગ નમસ્કાર સ્વીકારશો.

મારો વ્યાખ્યાન–પ્રવાસ ખૂબ યશસ્વી નીવડયો. બારડોલીમાં સાતસો લોકો ભાષણ સાંભળવા આવ્યા હતા. છાપામાં ત્રણ હજાર લોકો હતા એમ છપાયું છે! જો કે ભીડ તો તેટલી જ હતી એમ કહેવું જોઇએ. દરેક ઠેકાણે એટલા બધા હાર મારા ગળામાં આવી પડયા કે તે બધા જો ઘેર લાવું તો તારા ઠાકોરજીને એક વરસ સુધી ચાલે!'

ઠાકોરજી માણસને જેટલું હસાવે છે તેટલું જ રડાવે છે! ધનસુખરામે આગળ લખ્યું હતું—

'હવે એક આનંદની વાત! આનંદની વાત શેની? અરુણ માટે વહુ જ લઇ આવું છું હું! છોકરીનું નામ નીલમ! દેખાવડી હોવા ઉપરાંત બી. એ. છે. સાત વર્ષ શિક્ષિકા હતી. સભામાં શું છટાદાર ભાષણ આપે છે! સમાજસેવાની પણ ખૂબ હોંશીલી છે હોં!'

વાંચતા–વાંચતાં હું વચ્ચે અટકી. આંખમાં આંસુ ભરાઇ આવ્યા થી અક્ષરો અસ્પષ્ટ દેખાતા હતા. બાએ ઉત્સુકતાથી કહ્યું,

'આમ આંખો શું ચોળે છે? આગળ ચલાવને—'

'કેવો સખત પવન વાય છે, બા!' હું બોલી.

પવન, નાનાં છોકરાં, અનાજનાં ખેતરાં આ બધી વસ્તુઓ નિર્માણ કરનારા ભગવાન ખરેખર દયાળુ હોવા જોઇએ એમ આ વખતે મને લાગ્યું. મેં આગળ ચલાવી આખરે પત્ર પૂરો કર્યો—

'નીલમ હમણાં પોતાની મોટી બહેન સાથે તેને ઘેર રહે છે. પણ તેની અને મારી ઓળખાણ ઘણાં વરસોની જૂની છે. આપણો અરુણ મહા ભાગ્યશાળી છે, નહીં? તે કાંઇ તારી અને મારી ઉપરવટ નહીં જાય. માટે વડી–પાપડની તૈયારી કરજે—

લી.

આપના આજ્ઞાંકિત છોરુ

ધનસુખના દંડવત્ પ્રણામ.'

બાએ તે કાગળ કેટલીયે વાર મારી પાસે વંચાવ્યો. મને તો લગભગ તે મોઢે જ થઇ ગયો. છેવટે બા હસતી–હસતી બોલી,

'નીલમ, ફક્કડ નામ છે નહીં, ઉષા?'

'કેટલું સુંદર નામ છે!' કહી હું ઊઠી. મીરાંને બોલાવી મેં કહ્યું, 'મીરાં! હવે તો તારે કાકી આવવાની!'

મારા આ શબ્દો સાંભળતાં મીરાં અને અનિલ તાળી પાડી નાચવા લાગ્યા.

મેં રૂમમાં જઇ બારણું બંધ કર્યું ત્યારે મારું મન કેમે કરી નાચે નહીં. મેં અરીસામાં જોયું. મારી આંખમાં આંસુ હતાં. મેં મનને મનાવ્યું—

'અરુણનું સુખ એ જ તારું સુખ ! નહીં ? તેમને સુશિક્ષિત સુંદર સહચરી મળે તેથી ઉષાને તો આનંદ જ થવો જોઇએ. કેવું મોં ભરાઇ જાય એવું મધુર નામ છે એનું—નીલમ.'

મધરાતે એક સ્વપ્નામાંથી હું ગભરાઇને જાગી ઊઠી. સ્વપ્નામાં અરુણ મને ઢંઢોળીને કહેતા હતા,

'ઉષા ! તેં મને ફસાવ્યો. આ **નીલમ** રત્ન નથી; આ તો પથ્થર છે પથ્થર !'

ક્યારેક ક્યારેક માણસોને કેવાં ભડકાવનારાં સ્વપ્નાં આવે છે !

કેમે કરી મને ઊંઘ આવે જ નહીં. ઘડિયાળનો ટકટક અવાજ માથામાં ઘણની જેમ વાગવા લાગ્યો. તે સંભળાય નહીં એટલા માટે મનમાં હું મોટેથી બોલવા લાગી કે '**નીલમ, નીલમ !**'

× × ×

## ૬

## અરુણ

**નીલમ !**

આખું જગત **નીલમમય** છે એમ મને માંભરામાં લાગ્યું. લગ્ન-વિધિ પૂરો થતાં ગોર બોલ્યો,

'હવે નક્ષત્ર-દર્શન કરવા બહાર જવાનું !'

નીલમ તરફ જોઇ હસતાં-હસતાં હું બબડયો, 'નક્ષત્ર જોવા બહાર શું કામ જવું જોઇએ! હાથમાંનું છોડી દોડતાંની પાછળ આપણે કાંઇ જવાના નહીં!'

નીલમે ડોકું હલાવ્યું. જાણે તેણે મારી આ રમુજનો નિષેધ કર્યો.

મને લાગ્યું—યુવતીનું મન જગતમાં કદી ન ઉકેલાય એવો એક કોયડો છે. નીલમ સભા ગજાવનારી છે, પદવીધર છે, પણ શૃંગારિક મશ્કરી તેને ગમતી નથી એ સૂચવવા માટે તેણે બનતું કર્યું. જાણે તે પંદરસોળ વર્ષની અલ્લડ છોકરી જ ન હોય?

યુવતીનું મન એ તો જાણે એક લજામણીનો છોડ! લજામણીના પાનને હળવેકથી સ્પર્શ કરીએ તો પણ તે એકદમ સંકોચાઇ જાય છે. પતિની હળવી રમુજથી પત્નીઓના મનની પણ એવી સ્થિતિ થતી લાગે છે. સ્ત્રી હોય તેના કરતાં વધારે સુંદર દેખાય તે માટે કુદરતે તેને આ લજ્જાની થાપણ સોપી હશે. પાંદડા પાછળથી ડોકાતી કળી કેટલી મોહક લાગે છે? આછા પાતળા વાદળામાં છુપાયેલો ચંદ્ર કેવો સુંદર લાગે છે! લજ્જાથી યુવતી પણ આ જ રીતે આકર્ષક દેખાતી હશે. છતાં ચાર જણ વચ્ચે આવી લાજ-મર્યાદા શોભી ઊઠે, પણ એકાંતમાં તેનો શો ઉપયોગ?

મુંબઇથી પાછો આવ્યો અને બાએ જ્યારે ધનસુખરામનો કાગળ મારા તરફ ફેંકયો ત્યારે તેમાંનાં 'નીલમ' શબ્દ ઉપર મને ક્ષણવાર ક્રોધ ચડયો. ઉષાના હકની જગ્યા છીનવી લેનારી આ કોણ છે એવો સવાલ મેં મારા મનને પૂછયો. પણ બીજી પળે મારી ભૂલ મને જણાઇ. મારી દૃષ્ટિએ ઉષા એ તો દેવને ધરેલું એક ફૂલ હતું. જેને હાથ ન લગાડી શકાય, જેની વાસ ન લઇ શકાય, એવા ફૂલના દર્શન માત્રથી કોણ સુખી થઇ શકે?

જેને હૃદયા પાસે લઈ શકાય, જેની સૌરભથી મન પ્રફુલ્લિત થાય, જેની દરેક પાંખડીની કોમળતા હોઠથી કળાય એવું ફૂલ મારે જોઈતું હતું—એવા ફૂલની મારે જરૂર હતી. મારું મન—મારું શરીર—આવા ફૂલના સ્પર્શ માટે તલસતું હતું.

આથી ધનસુખરામે લગ્ન માટે જે ઉતાવળ કરી તેથી મને કાંઈ ખરાબ લાગ્યું નહીં. બાળકને કોઈની પણ સાથે રમવા મળે કે તે જેમ આનંદથી નાચવા લાગે તેમ મારું મન નીલમના આગમનના ખ્યાલથી પુલકિત થયું.

પ્રેમ એ યૌવનની એક અદ્ભુતરમ્ય રમત છે. નાના કુમારને ખળખળ વહેતા ઝરા પાસે મૂકીએ અથવા સમુદ્રના તટે લઈ જઈ છૂટો મૂકી દઈએ ત્યારે મોજાં સાથે અથવા રેતી સાથે રમતાં તે જેમ પોતાનું ભાન ભૂલે તેવી સ્થિતિ નીલમના સહવાસમાં મારી પણ થવા લાગી.

સૂર્ય આથમે અને આકાશમાં જ્યારે જાઈ–જૂઈનાં ફૂલો જેવા તારાઓ ચમકે ત્યારે તેને તે દેખાડવા બારી પાસે ખેંચી લાવવી એમ મને થતું.

પ્રાતઃકાળે પૂર્વ દિશામાં ગુલાબના ઢગલા જેવા રંગો દેખાય એટલે અમારે ગાલેગાલ અડાડી આ દૃશ્ય જોયા કરવું જોઈએ એમ પણ મનમાં ઇચ્છા થતી.

બંને હાથમાં તેનું મુખમંડળ ધરીને અમારી આંખોએ આંખો સાથે વાત કરવી જોઈએ એવું મધુર સ્વપ્ન પણ આવતું.

તેના કેશકલાપ ઉપર હાથ ફેરવતાં દિલરુબાના તાર છેડાતા હોય એવો આનંદ મને થતો.

## ✱ છઠ્ઠું ✱

તેના વાળમાંની મંદ મધુર સુગંધ પાસે દુનિયાના બધા ખુશ-બોદાર પુષ્પો તુચ્છ છે, એવો પણ મને ભાસ થતો.

નીલમના હોઠના સ્પર્શથી મનને થાય—યુવતીને "મદિરાક્ષી" કહેનારા કવિએ તેને દૂરથી જ જોયેલી હોવી જોઈએ. એની આંખો કરતાં એના હોઠમાં જ મદિરાના જામ વધુ ભર્યા હોય છે—

પ્રણયોન્માદની આવી ક્ષણે દેહનું બંધન પણ પ્રણયીને જોઈતું હોતું નથી. બે જીવો જુદા છે એ વાત ભૂલી જવાનું મન વારંવાર થાય છે.

નીલમને બાહુપાશમાં લેતાં મને બાણની કાદંબરીની વાત યાદ આવતી. કાદંબરીના ચુંબનથી મૃત ચંદ્રાપીડ સજીવ થાય છે એવો એમાં એક પ્રસંગ છે. હું ઇન્ટરમાં હતો ત્યારે આ પ્રસંગને કવિનું એક ઉડ્ડયન સમજી હસી કાઢતો. પણ બાણના આ વર્ણનમાં ફક્ત સ્વૈરવિહાર નથી એ અનુભવ લગ્ન થયા પછી મને દરરોજ થવા લાગ્યો.

'પ્રેમ એ મદ્ય છે' એ વાક્ય લગ્ન પહેલાં મેં ક્યાંક વાંચ્યું હતું પણ તેનું તથ્ય મને લગ્ન થયા પછી ક્ષણેક્ષણે જણાવા લાગ્યું. પહેલાંની જેમ હું ઉષાને શીખવતો હતો પણ તે સામે બેસી શીખતી હોય ત્યારે પણ મારા મનમાં નીલમના વિચારો ઘોળાયા કરતા હતા.

મનગમતું રમકડું મળે એટલે તે ક્યાં મૂકવું અને ક્યાં નહીં એ નાના બાળકને સૂઝતું નથી. મારી સ્થિતિ પણ તેવી હતી. મારી જેમ નીલમે પણ આ પ્રણયલીલામાં રંગાઈ જઈ નવીનતાના નશામાં બેભાન થવું જોઈએ એવું મને વારંવાર લાગે, પણ—

પણ—પ્રણયનો ઉત્કટ ઉન્માદ તો દૂર રહ્યો, પણ તેનો ઉપર-છલ્લો ઉત્સાહ પણ નીલમના ચહેરા ઉપર સહસા દેખાતો ન હતો.

તે આખો દિવસ ધનસુખરામ સાથે સમાજ-સેવાના તડાકા મારે, વખતકવખત સભામાં જાય, અને ઘરના કોઇ કામમાં તેનું ધ્યાન ન ચોંટે. મને આનું કાંઇ ખાસ લાગ્યું નહીં. પણ રાત્રે શયનખંડમાં આવ્યા પછી પણ જ્યારે તેના હાથ પુસ્તકોનાં પાનાં ચાળવા લાગે ત્યારે—

એક દિવસ રાતના તે આમ વાંચતી બેઠી હતી. હું ચોર-પગલે તેની પાછળ આવી ઊભો અને તેના ખભા ઉપર મેં હાથ મૂકયો. તે કેટલી આભી બની !

'છી ! ખભા ઉપર શું હાથ મૂકો છો ?' તે છંછેડાઇને બોલી.

મેં કહ્યું,

'અરે હું ભૂલ્યો. ગળામાં હાથ નાંખવાને બદલે ખભા ઉપર મેં હાથ મૂકયો !'

અને તરત જ હાથ જોડી હું બોલ્યો,

'દયાળુ થઇ દાસનો આ ગુનો માફ કરો એ જ વિનંતિ.'

આ સાંભળી તે ખડખડાટ હસશે એમ મને લાગ્યું. પણ તેણે ચૂપચાપ ટેબલ પરની ચોપડીમાં પોતાનું મોં નાખ્યું.

મારાથી ન રહેવાયું. હું ધીમેથી વંકાઇને તેના વાળની સુગંધ લેવા લાગ્યો.

તરત જ તે પાછી ફરી બોલી,

'મને તમારા આ નાટકવેડા નથી ગમતા હં, સાંભળ્યું ?'

હું ગંભીરતાથી બોલ્યો—

'આ નાટકવેડા નથી, હું એક ગંભીર વિચાર કરતો હતો ! કાલે ઊઠીને જો વકીલાત ચાલી તો તું વાળમાં જે તેલ નાખે છે તેની એજન્સી લેવાની પેરવી કરવાનો હું વિચાર કરતો હતો.'

## ❀ છઠ્ઠું ❀

આ શબ્દોથી તો બરફ પીગળશે એવી મને આશા હતી. પણ નીલમે ફરી પોતાનું વાંચવાનું શરૂ કર્યું. મેં પણ એક પુસ્તક વાંચવામાં તલ્લીન થઈ ગયાનો ઢોંગ કર્યો.

એક–બે મિનિટ પછી હું વચ્ચે બોલી ઊઠયો,

'વાહ વાહ! સુંદર! Beautiful! Marvellous! માર્ક્સ, ફ્રોઇડ, ગાંધી બધા આની પાસે તો પાણી ભરે છે. આ ફિલસૂફી જો દરેક જણ સમજે તો એક ક્ષણમાં પૃથ્વી સ્વર્ગમાં પલટાઇ જાય.'

નીલમ ચોપડીમાંથી મોં ઊંચું કરી મારી તરફ ઉત્સુકતાથી જોવા લાગી. હું વાંચવામાં તલ્લીન થઇ ગયો હતો એમ મેં જણાવા દીધું.

પાસે આવી તેણે પૂછયું, 'કયું પુસ્તક છે એ?'

મેં જવાબ આપ્યો, 'મોટો ગહન શાસ્ત્રીય ગ્રંથ છે.'

જ્યારે તેણે હઠ કરી ત્યારે મારી આંગળી હતી તે પાનું મેં તેને બતાવ્યું.

'ગુલાબી કોયડો" કાવ્ય જોતાં તે એવી તો છંછેડાઇ—

આથી તો તે ઓર સુંદર દેખાતી હતી. મારા મનમાં આવ્યું—તરુણી એ ખરે જ એક ગુલાબી કોયડો છે. હસે ત્યારે પણ ગુલાબી, અને રીસાય ત્યારે પણ ગુલાબી.

× × ×

પણ મારી સાથે બોલતાં નીલમ ભાગ્યે જ હસતી. તે કોઇ કિશોરીની જેમ મારી સાથે રમે ને મને ખૂબખૂબ પજવે એવી મારી ઇચ્છા. ઊલટું, તે તો કોઇ પુખ્ત ઉંમરની કન્યા હોવાનો આભાસ કરાવતી.

એક દિવસ રાતના દસ વાગી ગયા તોપણ તેનું લખવાનુ ચાલુ હતું.

મેં મશ્કરીમાં કહ્યું,

'એકાદ શબ્દકોષ-બબ્દકોષ તો તો તૈયાર કરતી નથી ને ?'

કોઇ પ્રસૂતિગૃહના વાર્ષિકોત્સવનું અધ્યક્ષસ્થાન તેણે સ્વીકાર્યું હતું. પણ શું બોલવું તે સૂઝતું ન હતું.

મેં કહ્યું, 'કહેજે ને કે 'આવતે વર્ષે અ. સૌ. નીલમબહેન ત્રિવેદી અહીં આવનાર છે.' એટલે તાળીઓનો ગડગડાટ થશે.'

ખરું પુછાવો તો આ મશ્કરીથી તો તેને ગલીપચી થવી જોઇતી હતી. પણ તે ચીડાઇને મારી તરફ ઘૂરકવા લાગી. જાણે મેં તેને ચીમટાં ભર્યાં ન હોય !

હું બારી પાસે જઇને ઊભો. રસ્તા ઉપરથી એક ભિખારીનું જોડું ગાતુંગાતું જતું હતું. પત્નીએ કેટલા પ્રેમથી પોતાના આંધળા પતિને ટેકો આપ્યો હતો ! આ દૃશ્ય જોવા મેં નીલમને બોલાવી. બારી પાસે આવી ઊભી રહી અને આ જોતાં તે એવી તો ઊછળી પડી—

'આ ભિખારડામાં શું જોવા જેવું છે ?'

મેં જવાબ આપ્યો—

'તેમનો પ્રેમ.'

નીલમે ટાણો માર્યો,

'કહેવું પડશે કે વીમા કંપનીમાં પણ કવિઓ હોય છે ખરા !'

તેની આવી હૃદયશૂન્યતા તરફ મને તિરસ્કાર આવ્યો.

હું બોલ્યો, 'મનમાં ને મનમાં દરેક જણ કવિ હોય છે. ફરક માત્ર એટલો જ કે કોઈ કવિતા રચે છે, કોઇ રચતા નથી.'

## ❖ છઠું ❖

મારા આ ઉદ્દગારથી તેના કુમળા ભાવો જાગૃત થશે એવી આશા મેં રાખી હતી પણ તેણે આપેલો જવાબ કેવો નિષ્ઠુર હતો!

'આ ભિખારીઓ જેવી હું કાંઇ રખડતી-ભટકતી નથી. મારે ધ્યેય છે, સામાજિક કર્તવ્ય છે—'

મારા મનમાં આવ્યું—સુશિક્ષિત સ્ત્રીને એક જ કર્તવ્ય યાદ રહેતું નથી—અને તે પતિ તરફનું!

નીલમના પ્રૌઢ મનની કળી ઘરની ચાર દિવાલો વચ્ચે ન ખીલે એ સ્વાભાવિક છે એમ મને લાગ્યું. એક ચાંદની રાત્રે 'નાટક જોવા જઇએ' એમ કહી હું તેને નદી કિનારે લઇ ગયો. ત્યાંના સૃષ્ટિસૌંદર્યથી તે મોહ પામશે એવો મારો ખ્યાલ હતો.

જીવનમાં પ્રેમથી જે અદ્દભુતરમ્યતા આવે છે તેનું પ્રતિબિંબ નદી કિનારે પ્રસરેલી ચાંદનીમાં દેખાતું હતું. ચાંદની રાતે નદીનું તે દૃશ્ય એટલે પ્રણય-મુગ્ધ સૃષ્ટિને આવેલું એક મધુર સ્વપ્ન છે, એવો મને ભાસ થયો.

પણ આ પ્રેમ-સંગીત તરફ નીલમનું ધ્યાન ન હતું. અહીં હું તેને ફસાવીને લાવ્યો એટલે તે મારા ઉપર ખૂબ ખીજાઇ હતી.

તેને શાંત કરવા હું બોલ્યો,

'નીલમ! નાનપણમાં હું ચંદ્ર માટે રઢ કરતો ત્યારે બા કહે—'અરુણ! ચંદ્ર કદી માણસના હાથમાં આવતો નથી—' તે વખતે આ મને ખરું લાગતું, પણ આજે—હમણાં—'

મેં તેની તરફ ભાવપૂર્ણ દૃષ્ટિથી જોયું, પણ તેણે તતડાવીને જવાબ આપ્યો,

'હવે તો તમે ચંદ્રલોકમાં જવાની તૈયારી કરતા હો એમ લાગે છે!'

મનમાં મને નીલમ ઉપર ખૂબ ગુસ્સો આવ્યો, પણ તે ન બતાવતાં હું હસતાંહસતાં બોલ્યો,

'મારે ચંદ્રલોકમાં શા માટે જવું જોઈએ? ચંદ્ર જ મારી પાસે આવ્યો છે.'

તેના મુખમંડળને હાથમાં લેવા હું આગળ વધ્યો.

પણ મારા હાથ તેના ગાલને અડે તે પહેલાં તે આવેગથી પાછળ હઠી, મારા હાથ ખાલી જ રહ્યા.

× × ×

હાથની જ વાત શું કામ? નીલમના આ વિચિત્ર સ્વભાવથી મારું હૃદય પણ એક પ્રકારની શૂન્યતા અનુભવવા લાગ્યું. ભૂખ્યું પંખી દાડમના દાણા જોઈ ઝડપથી ચાંચ મારે અને તે દાડમના દાણા ચિત્રમાં ચીતરેલા નીકળે એવી મારી સ્થિતિ હતી.

મયદાનવની સભામાં પાણી દેખાતું હોય ત્યાં પથ્થર નીકળતા. કેટલીક સ્ત્રીઓ પણ આવી જ હશે કે શું એવી મને શંકા આવવા લાગી.

ઘરમાં પણ તેને કોઈની સાથે કાંઈ ખાસ બનતું ન હતું. બા, મીરાં, ઉષા, આ બધા સાથે કામ સિવાય તે એક શબ્દ વધારે બોલતી ન હતી.

એક દિવસ મને રાત્રે ઘેર આવતાં મોડું થયું. હું ઘેર આવ્યો ત્યારે નીલમ પોતાની રૂમમાં વાંચતી બેઠી હતી.

હું ખાઈ રહેવા આવ્યો—ઉષા જલદી-જલદી પોતાની થાળી પીરસવા લાગી. મેં મશ્કરી કરી,

'કેમ? બહુ ભૂખ લાગી લાગે છે?'

તેણે ફક્ત 'હં' કહ્યું.

નીલમની એંઠી થાળી તરફ જોઇ હું બોલ્યો,

'પહેલાં કેમ ન જમી લીધું?'

'ભૂખ ન હતી.'

'અને હમણાં જ લાગી, એમ?'

'હં.'

'મારી પાસે તો, ભાઇ! કોઇ ભૂખનું ઓસડ નથી.'

'પોતાની પાસે કસ્તૂરી છે એની હરણને કયાં ખબર પડે છે?'

ઉષાનું આ વાકય સાંભળી મારું મન પ્રફુલ્લિત થયું. હસતાં-હસતાં હું હાથ ધોવા લાગ્યો ત્યાં બારણામાં નીલમ ઊભેલી દેખાઇ. ઉષા તરફ કરડી નજરથી જોતી તે ચાલી ગઇ.

× × ×

નીલમ અને ઉષા!

રહી રહીને આ બન્ને મૂર્તિઓ મારી આંખ સામે રમવા લાગી.

એટલામાં બાને એકદમ મરડો થયો. અને પથારીમાં પડયા પછી ચાર દિવસમાં તો અમને છોડીને તે ચાલી ગઇ. પણ આ ચાર દિવસમાં મારું મન ક્ષણે-ક્ષણે ઉષા અને નીલમની તુલના કરતું રહ્યું.

નીલમને બા પાસે જઇને બેસવા કહ્યું ત્યારે તેણે જવાબ આપ્યો,

'બીમાર માણસ પાસે બેસતાં મને બીક લાગે છે.'

ઉષા રાત-દિવસ બાના ઓશીકા પાસે અથવા તો તેના પગ પાસે બેસી રહેતી. તે અને હું વારાફરતી જાગતા રહેતા. ત્રીજા દિવસે સવારે હું જાગ્યો ત્યારે બાના પગ પાસે એકાદ બિલાડીના બચ્ચાંની

માફક તે ટૂંટિયું વાળી પડી હતી. તે કેટલી થાકેલી લાગતી હતી! તેને જોઇ મારું હૃદય ભરાઇ આવ્યું.

આ ચાર દિવસ ધનસુખરામ ઘરમાં નહોતા જ. દાદીનું દુઃખ જોઇ છોકરાઓનાં મોં પડી ગયાં હતાં. કિરીટ થોડો ઘણો કામમાં આવતો પણ મને ખરી ધીરજ આપનાર તો ઉષા એકલી જ હતી.

ચોથા દિવસે જ્યારે ઠાકોરજીનો દીવો ઓલવાઇ ગયો ત્યારે ઉષા તેને ફરી સળગાવવા ઊઠી. પણ એટલામાં બાએ દુઃખાર્ત અવાજે ઉષાને બોલાવી,

'ઉષા—'

અમે બંને તેની પાસે ગયાં. ઉષા તરફ જોઇ તે આટલા જ શબ્દો બોલી—

'ઉષા! મારા અરુણને સંભાળજે હોં.'

અને—

× × ×

જગતની દૃષ્ટિએ બા સારી ગતે ગઇ. પણ મને ઘરમાં ફક્ત અંધકાર છવાયેલો લાગ્યો. આ ઘોર અંધકારમાં એક જ તારિકા દેખાતી, અને તે ઉષા. પણ તેના ઉપર મારો શો અધિકાર?

અને જેના ઉપર મારો અધિકાર હતો તે નીલમને મારા હૃદય પર કેટલા જખમ થયા હતા તેનો ખ્યાલ ન હતો. આજે પદવીધર સ્ત્રીઓનું સંમેલન છે, કાલે ભગિનીસમાજમાં ચર્ચા છે, પરમ દિવસે શિશુસંમેલનમાં વ્યાખ્યાન છે, એમ કહી તે એકસરખી ઘરની બહાર રહેતી. મારા ભાંગતા હૃદયને તેના તરફથી શબ્દનો પણ વિસામો ન મળ્યો. હું મારી ઓરડીમાં આંટા મારતો અને ગમે તેમ વખત કાઢતો.

કવિતા ગાતાં-ગાતાં મીરાં જ્યારે 'સ્વામી ત્રણ જગતના બા વિના છે ભિખારી' એ લીટી ગાતી ત્યારે કોઇ નાનાં બાળકની જેમ મારી આંખમાં પાણી આવી જતાં.

મૃત્યુ આગળ માણસ નાનો બની જાય છે એ જ સાચું છે.

નાના અનિલે જ્યારે મને વળગી પડીને પૂછ્યું, 'કાકા! દાદી ક્યાં ગઇ?' ત્યારે મને પણ તેને તેમ જ વળગીને તે જ પ્રશ્ન સામો પૂછવાનું ક્ષણવાર મન થયું. પણ પછી બાળક-મન મનાવવા મેં કહ્યું.

'બા ભગવાનને ઘેર ગઇ છે, અનિલ!'

ત્યારે તે ફરી બોલ્યો,

'કાકા! ત્યાં તેના પગ કોણ દાબતું હશે?'

તેનો આ સવાલ સાંભળ્યો અને ઉષાની મૂંગી સેવા નજર સમીપ આવી. નીલમની વર્તણુકનો મને સંતાપ થયો—ત્રાસ છૂટયો. બાનું મૃત્યુ એ તેની દૃષ્ટિએ જગતના બજારની એક સીધી-સાદી વાત હતી.

નીલમનું મન ભગવાને શેનાથી ઘડયું છે તેજ મને ન સમજાયું. જે વ્યક્તિ પોતાના મનનું સુખનું ચાંદરણું ચમકાવતી નથી, દુઃખનો અંધકાર ઉજાળતી નથી એવી વ્યક્તિને મેં મારા જીવનની ભાગીદાર બનાવી હતી.

આવે વખતે લાગે—નીલમે મારી સાથે લગ્ન જ શું કામ કર્યું હશે? મોટી બહેનને ઘેર તેના ઉપર અવલંબીને જિંદગી વિતાવવા કરતાં પોતાના અધિકારનું ઘર થાય એ જ શું લગ્ન કરવાનો તેનો એક માત્ર હેતુ હોઇ શકે?

સ્નાતક થયા પછી નીલમે ત્રણ–ચાર વર્ષ શિક્ષિકાનું કામ કર્યું, સમાજસેવામાં પણ ભાગ લીધો. આથી તો તેની અને ધનસુખરામની ઓળખાણ થઈ. તો પછી આ બધા ઉચ્ચ આદર્શો છોડી તેણે લગ્ન મોડાં કર્યાં તે શા કારુ? તેની મારા તરફની ઉદાસીનતા એ શેનું પરિણામ છે? શું તેનો પ્રેમભંગ થયો હશે? અને તે દુઃખ ભુલાય એટલા માટે તો તેણે મારી સાથે લગ્ન નહીં કર્યું હોય?

પહેલી વીશીમાં કાલ્પનિક ધ્યેય પાછળ દોડી બીજી વીશીમાં જે મળે તે પુરુષના ગળામાં વરમાળા નાખનારી અને કોઈ ગરીબ પુરુષની પત્ની થવામાં પણ આનંદ માનનારી ત્રણ–ચાર સુપ્રસિદ્ધ સુશિક્ષિત સ્ત્રીઓનાં નામો મને યાદ આવ્યાં.

× × ×

બાના મૃત્યુથી મારા મને સમતોલપણું ગુમાવ્યું હતું; નીલમ અંગેના આવા વિચારોથી તે હવે વધારે નબળું પડતું ગયું. કાંઈ કરવું જોઈએ એમ મનને લાગતું જ ન હતું.

જીવનના છેલ્લા નવ વર્ષોથી હું લડતો–ઝગડતો આવ્યો હતો. તે બળ મને બાએ આપ્યું હતું. કુટુંબનું સુખ તે બાનું સુખ અને બાનું સુખ તે મારું સુખ હતું. પણ બાના ગયા પછી—

મારું છંછેડાયેલું, ઘવાયેલું, ભૂખ્યું, વ્યાકુળ થયેલું મન—તેની કાળજી આ ઘરમાં ઉષા સિવાય બીજા કોને હતી?

બાના મૃત્યુથી શૂન્ય થઈ ગયેલું મારું મન મોટાભાઈ કયા શબ્દોથી શાંત કરતા?

'આપણી દાદી, વડદાદી, પરદાદી વગેરે જે રસ્તે ગયાં તે રસ્તે બા ગઈ. તેજ રસ્તે આપણે પણ એક દિવસ જવાનું છે.'

## ✤ છઠ્ઠું ✤

આવી વખતે હસવું કે રડવું તેનો હું નિશ્ચય ન કરી શકતો. શું લૂખા–સૂકા તત્ત્વજ્ઞાનથી માણુસના મનનું સમાધાન થાય ખરું? જખમમાંથી વહેતું લોહી સહાનુભૂતિના શબ્દ માત્રથી અટકે ખરું?

દુઃખ ભુલાય એટલા માટે અને અતિશય વિચારથી મનની નિર્બળતા વધે નહીં તેટલા માટે હું ઉષાને ત્રણુત્રણુ ચારચાર કલાક શીખવવા લાગ્યો. તેને અને છોકરાંઓને લઇ ત્રણુચાર વાર સિનેમા જોવા પણુ ગયો—

પણુ—

પણુ નીલમથી આ પણુ સહન થઇ શક્યું નહીં.

× × ×

હું ઉષાને શીખવતો હતો.

એકાદ વિનોદી વાકયથી મને હસવું આવ્યું. ઉષા પણુ મોટેથી ખૂબ હસી. નીલમ અમારી ચોકી કરતી હતી કે શું તે કોણુ જાણે પણુ એકદમ ધસી આવી ગુસ્સાથી બોલી,

'કેમ ઉષાબહેન! આ હસવાનું ભણુતર ચાલતું લાગે છે, ખરું? નર્સ થવાનાં કે નટી થવાનાં તે તો કહો?'

ઉષા ઊઠીને જતી રહી. પણુ જતાંજતાં તેણે મારી તરફ કેવી કરુણ દષ્ટિથી જોયું! જાણે તે દૃષ્ટિ કહેતી હતી,

'તમારા ઉપર શું મારો કાંઇ અધિકાર નથી?'

પ્રેમની ત્રિરાશી વ્યસ્ત પ્રમાણમાં ગોઠવવામાં જ વિધિને આનંદ થાય છે.

હવેથી નીલમનું સાંભળવું નહીં એમ નક્કી કરી હું ઓરડીમાં ગયો. નિત્ય નિયમ પ્રમાણે ઉષાએ મારાં મનગમતાં ફૂલો ટેબલ ઉપર

મૂક્યાં હતાં. તે હાથમાં લઇ નીલમ ચોળવા લાગી ત્યારે તેનો હાથ પકડી હું ક્રોધથી બોલ્યો,

'નીલમ! ફૂલો વાસ લેવા માટે છે, ચોળીચૂંથી, ફેંકી દેવા માટે નહીં.'

તે બોલી, 'ઉષા પણ તમારું એક ફૂલ જ હશે, નહીં?'

કોઇ માણસ ગમે તેટલું શીખે તો પણ તેના લોહીમાં જંગલી-કાળના અવશેષ હોય છે એમ કહેવાય છે તે ખોટું નથી; નહીં તો ઉષાનો દ્વેષ કરવાનું નીલમને શું કામ હતું?

હું શાંતિથી બોલ્યો,

'નીલમ! જગતમાં શુદ્ધ પ્રેમ પણ હોઇ શકે છે.'

'પુરુષનો પ્રેમ, અને તે પણ શુદ્ધ?' તેના અવાજમાં ક્રોધના કંપ સાથે ઉપહાસનું ઝેર ભર્યું હતું.

ક્રોધ દબાવી હું બોલ્યો,

'સ્ત્રીનો પ્રેમ તો શુદ્ધ હોય છે ને? તો ઉષા એક સ્ત્રી જ છે હોં, તે ના ભૂલતી.'

નીલમને શબ્દોમાં પકડવાના આનંદમાં મેં બારણા તરફ જોયું. અર્ધ–ઉઘાડા બારણા પાછળ ઉષાની અસ્પષ્ટ આકૃતિ દેખાતી હતી.

નીલમ ઉપર આની કાંઇ અસર થઇ નહીં. તે કઠોર સ્વરે બોલી,

'ઘરની સ્ત્રીને ન ગમે તેવા માણસોએ જલદીથી ઘર છોડી જવું જોઇએ.'

તેને કાંઇ આવો જ કઠોર જવાબ આપું એવો મને વિચાર થયો પણ એટલામાં મારી નજર બારણા તરફ ગઇ. ઉષાની આકૃતિ અદૃશ્ય થઇ હતી.

મને થયું, આ શબ્દ સાંભળ્યા પછી રવમાની ઉષા આ ઘરમાં પાણી પીવા પણ ઊભી રહેશે નહીં.

પણ ઘરની બહાર જઇ તે ક્યાં જશે? પહેલાંની જેમ એકલી અટૂલી અનાથ—

બોટ ઉપરનો પેલો પ્રસંગ મને યાદ આવ્યો. મેં તેને સમુદ્રમાં ડૂબવા ન દીધી અને આજે આ ઘરના તોફાનમાં—

હું ઉતાવળે બહાર આવ્યો. લગભગ દોડતો ઉષાની ઓરડીમાં ગયો. ઉષા ત્યાં ન હતી—

× × ×

## ૭

## ઉષા

નીલમના એ શબ્દ મારા કાન ઉપર પડયા! તરત જ ઘર છોડી જવું એમ મેં મનમાં ગાંઠ બાંધી. તેમની આંખમાં હું કણાની જેમ ખૂંચતી હતી. આમ અરુણને ત્રાસ આપવા કરતાં—

એક ઝોળીમાં એકાદ સાડી ને બેત્રણ પોલકાં નાંખી હું બહાર આવી. દાદરનું પહેલું પગથિયું ઊતરી ન ઊતરી ને મનમાં આવ્યું—એક વાત ભૂલી. અરુણનો ફોટો જો મારી પાસે હોય તો જગતમાં ક્યાંયે એકલું નહીં લાગે!

પણ આખા ઘરમાં અરુણનો એક જ ફોટો હતો. ને તે પણ તેમની ઓરડીમાં, તેમના ટેબલ ઉપર. આ વખતે તો તે મને ક્યાંથી મળે?

હું ભારે પગે વળી. ચાર–પાંચ પગથિયાં ઊતરી ત્યાં પાછળથી કોઇ દોડતું આવ્યું.

મારો હાથ જોરથી પકડી તેણે મને પૂછ્યું,

'ક્યાં ચાલી?'

તે અરુણ જ હતા.

હું શાંતિથી બોલી,

'ગમે ત્યાં, આ ઘરની બહાર ફાવે ત્યાં.'

'આ ઘરમાં તારું કોઇ નથી?'

હું હસીને બોલી,

'છે ને! તે 'કોઇ' સુખી થાય તેટલા માટે તો હું ઘર છોડીને જાઉં છું.'

'તારા સિવાય તે માણસ સુખી થશે?'

મારું મન કહેવા લાગ્યું—

'અરુણ! અરુણ! શું કામ આ પૂછો છો?'

મારી જીભે જવાબ આપ્યો,

'સુખ માત્ર બે માણસના જગતમાં હોય છે. આ ઘરમાં મારું જે કોઇ છે તેને પોતાનું માણસ મળ્યું છે. તે બેની વચ્ચે આવી તેમને દુઃખી કરવા કરતાં—'

હું જે બોલતી હતી તેનો અર્થ મારાથી પણ સમજાતો ન હતો. પણ આમ એકધારું મારે કાંઇક બોલ્યા કરવું એમ મને થતું

હતું. મારો આ બડબડાટ ચાલુ જ રહ્યો હોત, પણ અરુણની મુખમુદ્રા જોઇ હું થંભી. તેમના ચહેરા ઉપર ચિંતા સ્પષ્ટ નજરે પડતી હતી. હું આપઘાત કરવા નીકળી હઇશ એમ એમને લાગ્યું હોવું જોઇએ.

હાથમાંની ઝોળી રમાડતાં હું બોલી,

'આમ બીઓ નહીં! ગમે તે થાય તો પણ હું આપઘાત તો નથી જ કરવાની. જીવ સાટે જીવ આપવાનો હોય છે, ગાડી માટે નહીં.'

તેમનું વાક્ય હું તેમને સમજાવતી બેઠી! આ પોપટવાણી સાંભળી તેમણે મુક્ત હાસ્ય કર્યું.

'ગાંડી નહીં તો' કહીને તે મારો હાથ પકડી મને મારી ઓરડીમાં ખેંચી ગયા.

હું દેખાઉં કે નીલમના કપાળમાં કેવી રેખાઓ દેખાય છે એ મેં તેમને કહ્યું. તેમનો ઉત્તર હતો,

'એક ઇલાજ છે—કાં તો તું પડદો વાળ નહીં તો નીલમને બુરખો ઓઢવા કહે!'

આવી રમૂજનો શું ઉત્તર આપું?

દૂધ અને મીઠું બેય સારાં હોય તો પણ તે એક જગ્યાએ રહી શકતાં નથી એ તેમના ખ્યાલમાં તો આવ્યું જ હોવું જોઇએ.

થોડીવાર વિચાર કરી ગંભીરપણે તે બોલ્યા,

'મને એકાદી બોર્ડિંગમાં મૂકો એમ કહેવાનું કે આમ ઝોળી લઇ ભાગી જવાનું?'

× × ×

બીજે દિવસે સવારે ગામની બોર્ડિંગમાં રહેવાની મારી સર્વ વ્યવસ્થા થઇ. બહાર ટાંગો પણ આવીને ઊભો.

હું તેમની ઓરડીમાં ગઇ. મારી પાછળ આવતાં—આવતાં તેમને રાતના જેમ મારી મશ્કરી કરવાની ધૂન આવી. તે હસતા બોલ્યા:

'ઉષા! હજી વિચાર કરજે હં. બોર્ડિંગમાંથી ફક્ત રવિવારે ઘેર આવવા મળે છે. કોઇ દા'ડો રાત મધરાતે ઊઠીને અહીં નાસી આવીશ તે ત્યાં ચાલશે નહીં સમજી? હા, આ તો તને નાસી જવાની ટેવ પડી છે એટલે કહી રાખું છું.'

આટલું સાંભળીને પણ હું ન હસી એટલે કે કોણ જાણે પણ તે આગળ બોલ્યા,

'નાસી જવાથી પ્રકૃતિ સુધરે છે—પણ તે પુરુષોની, સ્ત્રીઓની નહીં.'

ટેબલ ઉપરનો ફોટો ઊંચકી હું બોલી,

'આ હું લઉં ને?'

તે હસીને ફરી બોલ્યા,

'જરૂર. કહેતી હો તો નીચે ઑટોગ્રાફ પણ લખી આપું, મારો ફોટો મંગાવા માંડયો એટલે મોટા માણસમાં ખપવાની હવે કાંઇ વાર નહીં લાગે!'

હું આમ જતી હોવાથી તેમને દુઃખ થતું હતું. તે મને ન દેખાય એટલા માટે દરેક વાત તે મશ્કરીમાં ઉડાવે છે એ સ્પષ્ટ જણાતું હતું. ગમે તે માન—અપમાન સહીને પણ તેમના સુખ માટે આ ઘરમાં રહેવું એવો વિચાર મારા મનમાં આવ્યો.

હું કાંઇ બોલતી નથી એ જોઇ તેમણે પૂછ્યું,

'બીજું શું જોઇએ?'

## * સાતમું *

હું 'હ' બોલી.

પણ મને જે જોઈતું હતું તે કયા શબ્દોથી માંગવું એ જ સમજણ ન પડી.

ટેબલ પરની સિગારેટની ડબ્બી મારી આગળ ધરી તે બોલ્યા, 'બીજું શું જોઈએ—આ ?'

દુઃખ ભૂલવા માણસ ખૂબ દારૂ પીએ છે એમ હું સાંભળતી આવી હતી. તેમની આ અઘટિત મશ્કરી પણ મને દારૂના જેવી જ લાગી. તે એકદમ કંટાળેલા—ત્રાસેલા હતા તે નક્કી હતું. નહીં તો તેમણે આમ મારી ભળતી જ મશ્કરી ન કરી હોત.

સિગારેટ ગમતી હોવા છતાં બાને ખાતર તે કદી ન પીતા તે મને યાદ હતું. તેથી તેમના હાથમાંની સિગારેટની ડબ્બી તરફ જોઈ મેં પૂછ્યું,

'આ કયાંથી કાઢી ?'

'કાલ રાત્રે કેમે કરી ઊંઘ ન આવી ત્યારે—'

મેં ટેબલ તરફ જોયું. ત્યાં ઠેકઠેકાણે રાખના ઢગલા નજરે પડયા. મને લાગ્યું—તેમના અંદરઅંદર બળીને ભસ્મ થતા મનની જ આ રાખ છે.

મારી વાત ઉપરથી આખી રાત પતિપત્ની વચ્ચે ખૂબ તકરાર થઈ હશે અને તે દુઃખ ભૂલવા અરુણ આખી રાત સિગારેટ ઉપર સિગારેટ ફૂંકતા બેઠા હશે.

આ મારા ધ્યાનમાં ન આવે માટે તે વચ્ચે બોલ્યા,

'શું જોઈએ ? તારે શું જોઈએ, બોલને ?'

તેમની સાથે હમણાં જ જોયેલું એક ચિત્ર યાદ આવ્યું. તેમાં નાયક યુદ્ધમાં જાય છે. એક નિશ્ચિત પળે તે અને તેની પત્ની એક-બીજાને યાદ કરે છે. હજારો ગાઉ દૂર છતાં તે એક ક્ષણમાં એક-બીજાને મળવા જેટલો આનંદ તે બંનેને થાય છે.

મારા મોંમાંથી શબ્દો નીકળ્યા—

'એક ક્ષણ જોઇએ છે મને.'

તેમણે હેબતાઇ જઇ પૂછ્યું—

'એક ક્ષણ—'

'હા. દરરોજ રાતના દસના ટકોરા પડે કે હું તમારા આ ફોટા સામે જોતી બેસીશ. દરરોજ એક ક્ષણ તમે મને યાદ કરશો તો બોર્ડિંગમાં તો શું પણ જેલમાં પણ સુખેથી રહેવા હું તૈયાર છું.'

× × ×

હજી ઉનાળાની રજા પૂરી થઇ નહોતી તેથી બોર્ડિંગમાં ચાર-પાંચ છોકરીઓ પણ ન હતી.

આ બોર્ડિંગમાં નાના-નાના છોકરા-છોકરીઓને પણ રાખે છે તે મેં જાણ્યું ત્યારે ગીરા અને અનિલ બેયને અરુણ અહીં રાખે તો કેવું સારું એવો વિચાર મને આવ્યો. પણ તરત મને મારી ભૂલ સમજાઇ—હું કેવી એકલપેટી છું! બેય છોકરાંઓ બોર્ડિંગમાં આવે તો ઘેર અરુણનો વખત કેમ જાય?

બોર્ડિંગમાં પુસ્તકો પુષ્કળ હતાં. આજુબાજુનો બાગ પણ સરસ હતો. પણ મારું મન કશામાં ચોંટતું નહીં. મેં એક આધુનિક કાવ્યસંગ્રહ કાઢયો અને 'ફૂલરાણી' વાંચવા માંડી. તે કવિતાની 'તેણે એવું જાદુ શું કર્યું, ફૂલરાણીને ચેન ના પડયું' એ લીટી વાંચતાં આ મારા

મનનું તો વર્ણન નહીં હોય તેવો મને આભાસ થયો. પુસ્તક બંધ કરી હું બાગમાં ગઇ. ત્યાં ખીલેલાં ફૂલો જોયાં. મને લાગ્યું, આ ફૂલો આજે શું કામ ખીલ્યાં હશે? હવે તો અરુણનાં દર્શન ઉષાને રવિવારે જ થશે. ફક્ત તે જ દિવસે તેમણે ખીલવું જોઇએ એ સાદી વાત પણ ફૂલો કેમ નહીં સમજતાં હોય?

**નીલમ** યાદ આવી અને મનમાં વિચાર આવ્યો કે ક્યારે ખીલવું એ ફૂલોને ખબર નથી માટે મેં તેમને દોષ દીધો પણ **નીલમને** પણ ક્યાં કાંઇ ગમ પડે છે? અરુણ જેવા સ્વજન મેળવવા માટે સારું નસીબ જોઇએ છે તેની એને ખબર નથી.

લગ્ન થયાં પછી અરુણના સુખ માટે આજ સુધી **નીલમે** શું કર્યું? પુરુષોનું બધું મોટપણ ઘરની બહાર હોય છે. ઘરમાં તો તે નાના છોકરા જેવા જ હોય છે. તેમને શું ગમે છે, શું ગમતું નથી એ ધ્યાનમાં રાખી આપણે વર્તીએ તો તેમને કેટલો આનંદ થાય? પોતાના સુખ માટે કોઇ પણ સતત કાળજી રાખે છે એ વિચારથી જ તેને સુખ મળે છે.

પણ **નીલમ** આ બધું સમજતી નથી. ફક્ત ચૂલાની અને છોક-રાંની ફાવે તેમ મશ્કરી કરતાં તેને આવડે છે. પણ આટલી ભણેલી હોવા છતાં ચૂલા વગર કોઇની બપોર ભાંગતી નથી, અને છોકરાં વગર કોઇનું ઘર શોભતું નથી એ તે કેમ સમજતી નહીં હોય?

× × ×

બોર્ડિંગમાં ઘણીવાર બાના શબ્દો યાદ આવતા.

'ઉષા! મારા અરુણને સંભાળજે હોં!'

રહી રહીને મને વિચાર આવતો—બાએ મને આવું તે કેમ કહ્યું હશે? આનો શો અર્થ હોઇ શકે?

નીલમ અરુણનો સંસાર સુખી નહીં કરે; અરુણ દુઃખી થશે; દુઃખથી માણસના મનનું સમતોલપણું જાય છે; અરુણનું સમતોલપણું જાય તો ઉષાએ તેને સંભાળવો એવો બાના શબ્દોનો અર્થ શું ન હોઇ શકે?

મારા વિચાર પર મને પોતાને જ હસવું આવ્યું. હું મારા પોતાના કાટલાથી અરુણનું વજન કરતી હતી.

મને લાગ્યું, હું કેવી ગાંડી છું! એક ગામડામાં ઊછરેલી અને દુઃખમાં આળોટેલી બાળ-વિધવા આપઘાત કરવા દરિયે જાય તેવી રીતે શું અરુણ પણ જાય?

છટ! છટ! અરુણ પુરુષ જેવા પુરુષ છે. કુટુંબ માટે, બીજા માણસના સુખ માટે તે નાનપણથી લડતા આવ્યા છે. તે વીર છે. શું એમણે જ મારા જેવી નમાલીને પણ 'જીવ માટે જીવ આપવાનો હોય છે, માટી માટે નહીં'' એ નથી શીખવ્યું? મારા જેવી અલ્લડ છોકરી જેમની પાસેથી આ મંત્ર શીખી તે ગુરુ શું કદી તે ભૂલી જઇ શકે ખરા?

પણ—

બાના તે શબ્દો વારંવાર યાદ આવવા લાગ્યા ત્યારે હું બાના આત્માને શાંતિ થાય માટે બોલી,

'બા! તમે અરુણની કાંઇ કાળજી ના કરતાં. ઉષા તેમને માટે જીવ આપતાં પણ આઘુંપાછું જોશે નહીં.'

જીવ માટે જીવ આપવો એમાં એટલું બધું અઘરું શું છે? એમ જીવ આપવામાં કેટલો આનંદ છે, કેટલી શાંતિ છે! છોકરાને બચાવવા માટે મા કદી પોતાના પ્રાણુની પરવા કરે છે?

મનુષ્યનું બધું સામર્થ્ય પ્રેમની આપલે કરવામાં છે. અરુણને મળ્યા પહેલાં ઉષા દુર્બળ હતી. પણ હવે તેને પ્રેમની શક્તિ મળી છે.

પણ અરુણ ઉપરનો ઉષાનો પ્રેમ પાપ નથી?

તે પાપ હોય કે પુણ્ય—અરુણને ચાહ્યા વિના મારે માટે જીવવું અશક્ય છે. એ પ્રેમ એ જ મારા આયુષ્યનો આધાર છે.

હું નીલમના અધિકારની વચ્ચે પળવાર પણ આવી નથી. અરુણને પણ મારા મનની સ્થિતિ મેં જણાવી નથી. એવા પ્રેમને પાપ કહેવાનો પરમેશ્વરને પણ શો હક છે?

મારો પ્રેમ એ એક પ્રકારની પૂજા છે. શું એ પૂજા નથી?

આ પૂજાની એક મંગળ ક્ષણ પણ નક્કી કરેલી હતી. તે ક્ષણે મારા દેવ મને સંભારે એટલે મારી પૂજા સાર્થક થશે.

બોર્ડિંગમાંની એ પહેલી રાતે ટેબલ પરના ઘડિયાળના કાંટા જેમજેમ દસ પાસે આવવા લાગ્યા તેમતેમ મારા હૃદયના ધબકારા વધવા લાગ્યા. જાણે મારા અરુણ મને મળવા આવવાના ન હોય?

ટેબલ ઉપરના અરુણના ફોટા સામે કેટલીય વાર જોયું તો પણ હું ધરાઇ નહીં. વચ્ચે વિચાર આવ્યો, અરુણ આ વખતે પોતાના શયનગૃહમાં નીલમ સાથે હસતા, રમતા, વાતો કરતા, બેઠા હશે. તેમને દસ વાગે ઉષા યાદ આવશે ખરી?

બહાર ટાવરમાં દસના ટકોરા વાગવા માંડયા. દરેક ટકોરે મારા અંગેઅંગમાં આનંદની ગલીપચી થવા માંડી. મેં ફોટા સામે જોયું. અરુણ મારી સામે જોઇ હસે છે એમ મને લાગ્યું. ફોટા સામે જોઇ હું પણ હસવા માંડી. બહારથી ગ્રી–ગ્રહપાત અથવા બીજા કોઇ જોશે તો ? મને ગાંડપણ આવ્યું છે એમ કોઇ કહેશે. મેં ફડાફડ બધી બારીઓ બંધ કરી.

દસના ટકોરા બંધ પડયા પણ મારા હૃદયના ટકોરા તો એટલાજ આવેગથી પડતા હતા—

હું ટેબલ પાસે ગઇ. સાંજે અરુણને ગમતાં જે ફૂલો મેં ચૂંટયાં હતાં તે તેમના ફોટા પાસે મૂકયાં. ફોટામાંના અરુણ બોલ્યા,

'ઉષા! તું તો ભારે લુચ્ચી છે. સારાં ફૂલો પોતા માટે રાખ્યાં અને—'

હું બોલી,

'અરુણ! મેં એક પણ ફૂલ મારે માટે રાખ્યું નથી. બધાં તમને આપ્યાં છે!'

ફોટામાંના અરુણ બોલ્યા,

'ખોટું—નરાતાળ ખોટું. તેં ફૂલો છુપાવી રાખ્યાં છે.'

'કયાં ?'

'તારા હૃદયમાં.'

'ના, ખરેખર નથી છુપાવ્યાં.'

પણ કેમે કર્યો તેમને મારા પર વિશ્વાસ ન બેઠો. પછી મેં તેમને જ તે ફૂલો ગોતી કાઢવાનું કહ્યું. તે પાસે આવ્યા.

# ❋ સાતમું ❋

અરુણનો ફોટો છાતી સાથે ચાંપી હું કેટલી બધી વાર બેઠી હતી ! અરુણ મને તેમની પાસે ખેંચતા હોય એવો આભાસ થયો ત્યારે મારી તંદ્રા ભાંગી. જાણે આખી રાત સ્વપ્નમાં પેલી ફૂલરાણી બીજાં બધાં ફૂલો સાથે મળી ગાતી હતી:

ક્ષણ ભર હસો ન પ્રીતમ ?
મુજ મન વસો ન પ્રીતમ ?

ક્ષણ ભર૦
મુજ મન૦

ગરીબ હું તુજ પૂજું પાવલિયા.
ગરીબ હું તુજ ઢૂંઢું નાવલિયા.

ક્ષણ ભર૦
મુજ મન૦

સ્નેહથી વસો ન પ્રીતમ ?
સ્નેહથી હસો ન પ્રીતમ ?

ક્ષણ ભર૦
મુજ મન૦

× × ×

હું બોર્ડિંગમાં આવી પછી ત્રીજે કે ચોથે દિવસે અરુણનું તેડું આવ્યું. આમ મને અણધારી બોલાવવાથી હું ગભરાઇ ગઇ. ઘરમાં કાંઇ નવાજૂની થઇ હોય તો ના નહીં. અરુણ માંદા તો નહીં પડયા હોય ?—મને શંકા આવી ગઇ.

હું ઘેર ગઇ તો માંદગીની ચિંતા ખરી પડી. અરુણ તો માંદા ન હતા પણ આગલે દિવસે અનિલને ખૂબ તાવ આવ્યો હતો.

હું બોર્ડિંગમાં રહેવા ગઇ ત્યારથી અરુણુ આખો દિવસ વીમાના કામ માટે બહાર જ ફરતા હતા. અનિલને તાવ આવ્યો હોવા છતાં નીલમ બહાર ગઇ. અરુણુ ઘેર આવ્યા ત્યારે તાવ ૧૦૪ ડીગ્રીની પણ ઉપર ગયો હતો. અનિલ બેશુદ્ધ પડયો હતો. મીરાં તેની પાસે બેસીને રડતી હતી.

નીલમ પાછી આવી ત્યારે અરુણુ તેને ખૂબ વઢયા. તેણે પણ તેટલા જ ગુસ્સાથી સામો જવાબ આપ્યો.

મીરાંએ આ બધું કહ્યું ત્યારે મને કેટલું ખરાબ લાગ્યું? અરુણુના ટેબલ ઉપરની સિગારેટની રાખ જોઇ એટલે ગઇ કાલની રાત તેમણે કેમ કાઢી હશે તેનો મને સારો ખ્યાલ આવ્યો. હું ઘરમાં હતી ત્યારે તે ટેબલ પર હંમેશાં ફૂલો દેખાતાં. આજે તે જગ્યાએ રાખના ઢગલા સિવાય બીજું કંઇ નજરે ચડતું ન હતું.

અનિલને મેલેરિયાનો તાવ હતો. સાંજે તે ઓછો થયો. તાવ ઉતર્યા પછી તે અરુણુને બાઝી પડયો ત્યારે તે બોલ્યા,

'કાલથી તને અને મીરાંને બોર્ડિંગમાં મૂકીશ, હં.'

મારી સાથે બોર્ડિંગમાં રહેવાનું જાણી અનિલ આનંદથી તાળી પાડવા માંડયો. મીરાં પણ આનંદમાં આવી નાચવા લાગી. પણ તે તરત અરુણુ તરફ જોઇ બોલી,

'કાકા, તમે ઘરમાં એકલા જ રહેશો?'

તે હસતાહસતા બોલ્યા,

'મને પણ બોર્ડિંગમાં રાખે છે કે નહીં તે તો જોઇએ!'

આ વાક્ય પાછળ છુપાયેલી હૃદયની વેદના મીરાં કળી ન શકી. પણ આ વાક્ય મારા હૃદય સોંસરું નીકળી ગયું. ઘરમાં ઉષા નહીં, મીરાં નહીં, અનિલ નહીં,—

અરુણની સ્થિતિ કોઇ અનાથ છોકરા જેવી બની ગઇ હતી.

× × ×

રવિવારે સાંજે ઘેર રહેવા જવાનું અને સોમવારે સવારમાં પાછા બોર્ડિંગમાં જવાનું મેં નક્કી કર્યું. આથી અરુણને કાંઇક શાંતિ થશે એમ મને લાગ્યું.

રવિવારે સવારે મારા નામનો એક નનામો કાગળ આવ્યો. ગૃહપતિએ તે વાંચીને મારા હાથમાં આપ્યો. તે ગલીચ કાગળ— તે કાગળમાંના કિરીટના અક્ષરો—અરુણને આ પત્ર બતાવવો જોઇએ.

સાંજે પાંચ વાગે અમે ત્રણે ઘેર ગયાં.

અરુણ અમારી વાટ જોતા બેઠા હશે એવો મારો ખ્યાલ હતો. અનિલ તો દોડતો જ તેમની ઓરડીમાં ગયો.

પણ તે ઘરમાં ન હતા. મને લાગ્યું—વીમાના કામ માટે ક્યાંક બહાર ગયા હશે, આવશે હમણાં.

પણ કિરીટે તો નવી જ વાત કરી. તે એક સિનેમા–નટી સાથે ફરવા ગયા હતા. રાત્રે જમવા પણ આવવાના ન હતા.

તે નટીનું નામ મંજરી.

મારા કાન ઉપર મને વિશ્વાસ જ ન બેઠો. બોર્ડિંગ પાસેથી આ મંજરીની મોટર દરરોજ જતી–આવતી. દરેક વખતે અમારો

બુઠ્ઠો માળી એને માટે તરેહવાર વાતો કરે—'ફલાણો રજવાડો આની પાછળ લાગ્યો છે. ઢીકણો શેઠ આની પાછળ ગાંડો થયો છે.'

બધો ઇતિહાસ ઉખેળી માળી દાદા છેવટે કહે,

'આ મંજરી મોટી જાદુગર છે હોં બહેન! તે મારા ગામની છે. તેની દાદીથી માંડીને તે આના સુધી હું ઓળખું છું. આની નજર પડે કે માણસનું જાનવર બની જાય છે.'

બોર્ડિંગમાં પાછાં જતાં આ બધું યાદ આવ્યા કર્યું ને મન અતિશય ખિન્ન થઇ ગયું. મેં મનમાં પ્રાર્થના કરી—

'પ્રભુ, અરુણના જીવનનું તેં શું કરવા ધાર્યું છે?'

× × ×

## ૮

# મંજરી

આયુષ્ય એ જુગાર છે એ દાદીમાનું હંમેશનું વાક્ય હું નાનપણથી સાંભળતી આવી છું. તે વખતે મને લાગે કે—માણસો વૃદ્ધ થાય તેમ તેમને વેદાંત ગમવા લાગે છે ને? ઉંમરે પહોંચે એટલે વેશ્યાને પણ જીવન વિષે સિદ્ધાંતો રચવાની ધૂન આવે છે!

પણ હવે દાદીમાનું આ વાક્ય તો શું પણ કેટલાંય વાક્યો પથ્થર ઉપરની લીટીઓની જેમ સ્પષ્ટ દેખાય છે.

—છોકરી, પ્રેમ એ રબ્બરના ફુગ્ગા જેવો છે. હવા ભરતાં તે ખૂબ ફૂલે છે અને સુંદર લાગે છે—પણ તે કયારે ફૂટે તેનો કાંઇ ભરોસો નહીં.

—મંજરી, જગત એ એક બજાર છે. આ બજારમાં લુચ્ચા માણસોનાં ચણી-બોર, કાબૂલી દ્રાક્ષના ભાવે જાય છે પણ પ્રમાણિક માણસોની દ્રાક્ષ પાણીને મૂલે પણ ખપતી નથી.

—પુરુષ પ્રેમ કરે છે તે સ્ત્રીના શરીર માટે, સ્ત્રી પ્રેમ કરે છે તે પુરુષના પૈસા માટે.

—પ્રમાણિકપણું, કુલીનતા, આબરૂ, શીલ, પ્રીતિ, ભક્તિ, માનવતા—આ બધા સાહિત્યના સુંદર પોકળ શબ્દો છે. તે જીવનમાં કોઇના પણ અનુભવમાં આવતા નથી.

દાદીમાના આ શબ્દોનું સત્ય મેં સાત વર્ષ અનુભવ્યું.

સાત વર્ષ પહેલાં હું ગણિકા તરીકે શરીર વેચતી હતી,—આજે સિને-નટી કહેવરાવી હું મારું રૂપ વેચું છું. ત્યારે મને મહિને સો-દોઢસો રૂપિયા મેળવવાની પણ હાડમારી પડતી. આજે મહિને પંદરસો મને સહેજે મળે છે. કોઇ વર્તમાનપત્રના તંત્રીને પણ ભાગ્યે જ એટલા મળતા હશે.

પણ ખરો પ્રેમ ? તે તો તે વખતે પણ ન મળ્યો અને આજ પણ મળતો નથી.

પ્રેમ એ મૃગજળ છે, જેની પાછળ હરણો દોડી-દોડી શરીર પટકીને મરે છે.

સાત વર્ષ પહેલાં વેપારી, વકીલ અને નાના અમલદાર મારી પાસે આવતા હતા. અત્યારે ડાયરેકટર, કથા-લેખક, એકટર

માણિક વગેરેવગેરે મારી આસપાસ નાચે છે. હું પડદા પર ચમકી ત્યારથી શેઠ, શાહુકાર અને સંસ્થાનોનાં રજવાડાંઓ પણ મને ઘેરી વળવા લાગ્યાં છે. બધાની નજરમાં એક જ ચીજ દેખાય છે—તે જ લાચારી, તે જ સૌંદર્યની ગુલામગીરી—

આ સાત વર્ષમાં સેંકડો લોકો મંજરીના પગ ચાટવા આવી ગયા પણ તેમાં માણસ ગણાય એવો એકે ન હતો. બધા કૂતરા હતા—પહેલાંના કૂતરા ગામડાના હતા, હવેના કુલીન છે એટલો જ ફરક છે.

હમણાં હમણાં તો મને આવા કૂતરાઓનો કંટાળો આવવા લાગ્યો છે.

મંજરીના પગ ચાટવામાં તેમને આનંદ મળતો હશે પણ તેમની બરછટ જીભનો સ્પર્શ મારા પગથી સહન થતો નથી !

જુગારમાં એક-ધારું જીતવામાં રમતની મજા આવતી નથી. મારી જિંદગી પણ હંમેશની જીતથી નીરસ થઇ ગઇ છે એમ મને વારંવાર લાગ્યું છે.

આ નીરસતા દૂર કરવા મારે ત્યાં આંટા મારનારા દેશી રાજ્યોના રાજવીઓ અને શેઠોને રમાડવાનું મેં ચાલુ રાખ્યું.

હા, બિલાડીને ઉંદર માત્ર ખાવા માટે જ નથી જોઇતો ! ઉંદરને ખાવા કરતાં તેને રમાડી-રીઝવી મારવામાં બિલાડીને ઓર મઝા પડે છે.

'મારી સાથે લગ્ન કરવાં હોય તો જ મારે બંગલે આવવું' એમ જ્યારે મેં તેમને કહ્યું ત્યારે તે એવા તો ગભરાયા—પેલા

રાજવીને પોતાની બુદ્ધી મા સાંભરી—પેલા શેઠને પોતાની ન્યાતની બીક લાગી. તે બોલ્યા,

'મોટર માંગ, જોઇએ તો જર-ઝવેરાત માંગ, બીજું કાંઇ માંગ, પણ લગ્નની વાત કાઢીશ નહીં.'

શ્રીમંત બળદની ઐયર થાય એવી મંજરી કાંઇ નાની કીકલી ન હતી.

મારા કંટાળેલા મનને રમત જોઇતી હતી, તે મળી. મારી રમતમાં તેમનો જીવ જાય તો પણ મને તેની બહુ પડી ન હતી. આથી તો તે દિવસે મેં બાલારામને ખખડાવીને કહ્યું કે પેલા શેઠનું કે ઠાકોરનું કોઇ માણસ આવે તો હું તેમને મળીશ નહીં એમ તેણે રોકડું સંભળાવવું.

પણ બાલારામ બીજા ભળતા માણસને અંદર લઇ આવ્યો.

તે મનુષ્ય હતો, કૂતરો નહીં ! એટલે મને તેના તરફ વધુ કુતૂહલ થયું.

'મારી કંપની...બે કરોડની છે' એમ કહી બાલારામ તેને અંદર આવવા દે માટે કેવી મજાની રીતે તેણે તેને બનાવ્યો !

અને ભોળો બાલારામ બને તેમાં નવાઇ શી ?

'નમસ્તે' કહી મેં અરુણને નમસ્કાર કર્યા ત્યારે જે તેજસ્વી નિર્ભય નજરથી તેણે મારી સામું જોયું તે વીમાનું કામ કરતા સામાન્ય માણસમાં નજરે પડે કે નહીં તેની મને શંકા આવવા લાગી !

પણ અરુણની દૃષ્ટિમાં, બોલવા–ચાલવામાં, તેના દરેક હલન–ચલનમાં રહેલા આકર્ષણનો મને કેફ ચડવા માંડયો.

'વીમાનવાળી' 'જંગલ લવ' અને 'મોડર્ન ગર્લ' એ ચિત્રોની મારી ભૂમિકાની મુક્ત કંઠે પ્રશંસા કરનારા ઘણા પ્રસિદ્ધ માણસો મને મળ્યા હતા.

મને ખુશ કરી અમારી કંપનીમાં પોતાની વાર્તા ઘુસાડવા માગતો પેલો પ્રોફેસર 'મોડર્ન ગર્લ'માંના મારા કામ ઉપર ફીદા થઇ એકાદા માસિકમાં કાવ્ય સુધ્ધાં છપાવી લાવ્યો હતો. પણ અરુણે કહ્યું,

'તે ચિત્રમાં તમારા કરતાં તમારી માનું કામ મને વધુ ગમ્યું.'

મને પ્રથમ તો તેના પર ગુસ્સો આવ્યો પણ પછી તરત જ તેની નિખાલસતા માટે માન ઊપજ્યું.

પેલો પ્રોફેસર કૂતરો હતો પણ આ અરુણ સિંહ હોય એમ મારા મનને લાગ્યું.

તેના મોઢા સામે જોઇ હું ખાસ બોલી,

'અમારા સિનેમાના બાબુરાવ પેંઢારકર જેવા તમે દેખાઓ છો, નહીં ?'

મને લાગ્યું,

આ સાંભળી તે ગૂંચવાઇ જશે.

પણ શાંતિથી તે બોલ્યા,

'હું કોઇ રાજા જેવો પણ દેખાતો હોઇશ ! પણ દેખાય છે તેવું હંમેશાં હોતું નથી. તમારો વીમો લીધા સિવાય આ રાજા અહીંથી ખસશે નહીં તે તમે ભૂલતાં નહીં.'

હું બોલી,

'તમારો તો એકદમ સત્યાગ્રહ કરવાનો જ વિચાર લાગે છે.'

તેમણે હસતાં-હસતાં ઉત્તર આપ્યો—

'જગતમાં જેનો આગ્રહ રાખી શકાય એવી એક જ વાત છે અને તે—સત્ય.'

આ સાંભળી હું ચમકી. આ એક વાક્યમાં તેમના તેજસ્વી સ્વભાવનું પ્રતિબિંબ હતું.

એની સાથે વાર્તાલાપનો પ્રસંગ વધારવા હું બોલી,

'વીમો ઉતરાવવો એટલે શું? એ જ ને—કે એકે મરવું અને બીજાએ ભરવું? આ નર્યું ગાંડપણ નથી શું?'

ક્ષણ માટે જાણે અરુણની આંખોમાં વીજળી ચમકી. તે બોલ્યા,

'મંજરી, માણસ જીવે છે તે શું ફક્ત પોતાને માટે? પોતા માટે જીવવું એટલે આપઘાત કરવો એમ હું માનું છું.'

બધું બુદ્ધિબળ ભેગું કરી મેં તેને ટોણો માર્યો,

'અને બીજા માટે જીવવું એટલે સતી થવું નહીં?'

તરત જ તેમનો જવાબ મને મળ્યો,

'મનુષ્યનું મન સતીની પૂજા કરે છે, અપ્સરાની નહીં.'

મારા મને તેને જડબાતોડ જવાબ આપવા ખૂબ ઊહાપોહ કર્યો પણ તેને માત કરે તેવું મને કાંઇ સૂઝયું નહીં.

આ પરાજયથી મને કાંઇ ખાસ દુ:ખ થયું નહીં. મારા પગ ન ચાટે એવો માણસ મારે જોઇતો હતો. અરુણના રૂપમાં મને તે મળ્યો તેથી મને આનંદ થયો.

અરુણની સાથે હું ગામમાં ફરવા માંડીશ એટલે પેલા શેઠ અને ઠાકોરને શરીરે ચેળ આવવા લાગશે એ વિચારથી મને વધુ આનંદ થયો.

વીમાના કાગળ પર સહી કરી આપતાં મેં તેના હાથને જાણી જોઇને સ્પર્શ કર્યો પણ તેના ચહેરા પર લેશમાત્ર ફરક દેખાયો નહીં. જાણે કે મંજરી એક સુંદર સંગેમરમરની મૂર્તિ હોય અને પોતાનો હાથ તેના હાથને ભૂલથી લાગી ગયો ન હોય!

મારા અજાણ્યુ સ્પર્શના અધિકારી થવા કેટલાય લોકો આકુળ-વ્યાકુળ રહેતા. સાદા સ્પર્શ માટે, ફક્ત મારી પાસે રહેવા માટે, સારા સુશિક્ષિત માણસો કેવા લટ્ટુ બને છે તેનું મને ભાન હતું. તેથી અરુણની આ ઉદાસીનતાથી મને આશ્ચર્ય થયું.

હું મનમાં બોલી,

'હમણાં હું મેનકાનું કામ કરું છું તે અરુણને ખબર નહીં હોય. વિશ્વામિત્રનો તેણે ગમે તેટલો ઢોંગ આદર્યો હોય તો પણ—'

અરુણ જવા ઊભો થયો. મેં પૂછ્યું,

'ફરી ક્યારે આવશો?'

'આવીશ વળી સગવડે.'

'સગવડે આવનારા માણસો કદી પણ આવતા નથી.'

તે ફક્ત હસ્યા અને નમસ્કાર કરી ચાલવા લાગ્યા. પણ મેં નમસ્કાર ન ઝીલતાં મારો હાથ આગળ કર્યો. તેમને તે હાથમાં લેવો પડયો.

તરત હું બોલી,

'ભાગી જતા હતા ને? સપડાયા કે નહીં હવે?'

પોતાનો હાથ ખેંચી લેતાં તે બોલ્યા,

'હું સપડાયો નથી. સંકટમાં સપડાયેલા માણસને મેં આધાર આપ્યો છે.'

## ❀ આઠમું ❀

અરુણુ દેખાતા બંધ થયા ત્યાં સુધી મેં તેમની તરફ જોયા કર્યું. મારું મન બંડ કરતું હતું—

'મંજુ, આ મનુષ્ય કાંઈ સામાન્ય નથી. તને જિંદગી લૂખી લાગતી હતી ને? જો, આ શિકાર તારી સમક્ષ હાજર થયો છે. પણ ધ્યાનમાં રાખજે કે આ શિકાર સિંહનો છે, હરણનો નહીં.'

માન, અપમાન, અભિમાન, પ્રેમ, જીદ, ધીરતા—એક કલાકમાં તો અરુણે મારા મનમાં આ બધા વિકારોનું જાળું નિર્માણ કર્યું.

તે દેખાતો બંધ થયો એટલે બાલારામ બોલ્યો,

'માછલું કાંઈ વિચિત્ર લાગે છે!'

પ્રાયવેટ સેક્રેટરી હોવાથી બાલારામને મારા સર્વ વિજયોના ઇતિહાસની ખબર હતી. અભિમાનથી મેં તેને કહ્યું,

'માછલું વિચિત્ર હોય તો તેને પકડવાની જાળ વધુ વિચિત્ર છે.'

પણ મારું અભિમાન ગળી ગયું. એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ—એમ લાગલાગટ છ–છ દિવસ સુધી મેં તેની વાટ જોઈ પણ અરુણુ મારા બંગલા તરફ ન ફરક્યો તે ન જ ફરક્યો.

મેં ન બોલાવ્યા હોય તે છતાં, ન બોલાવ્યા હોય શું—પણ મેં મારે ત્યાં આવવાની સાફ મનાઈ કરી હોય તો પણ મોટા મોટા માણસો પૂંછડી પટપટાવતા મારે દરવાજે આવતા. પણ મારું આ લોહચુંબકત્વ અરુણની બાબતમાં નબળું ઠર્યું.

શું એકાદો સામાન્ય વીમા–એજન્ટ મારા જેવી શ્રીમંત અને સુંદર નટીનું નિમંત્રણ ન સ્વીકારે? આમાં મને મારો પરાજય દેખાયો.

જાણે અંદરથી મને કોઈ વારે ઘડીએ કહેતું હતું—'આ શિકાર સિંહનો છે, હરણનો નથી.'

આ શબ્દોના પડઘા વારંવાર મારા કાનમાં પડવા લાગ્યા. મેં મનમાં ગાંઠ વાળી—અરુણને હાતમાં તરણું લેવડાવી શરણે લાવીશ, મારા પગ પાસે આળોટાવીશ. તો જ મારું નામ મંજરી.

તે દિવસે મારા પૂરા થવા આવેલા ચિત્ર 'મેનકા'ના થોડા થોડા ભાગ સાંજે સ્ટુડિયોમાં દેખાડવાના હતા. તે જોવા અરુણને લઇ જવા માટે હું તેને ઘેર ગઇ.

દરવાજા પરની ઘંટડી વગાડી તો એક યુવાને બારણું ઉઘાડયાં. 'અરુણ છે કે ઘરમાં?' એમ પૂછવા છતાં તે મારી સામે જોતો જ રહ્યો. તે મૂંગો તો નહીં હોય એવી પણ મને શંકા આવી.

છેવટે મહારાજા બોલ્યા—

'હું સ્વપ્નમાં મંજરીદેવીનો ફોટો તો નથી જોતો?'

અરુણના ઘરમાં મારો એક ભક્ત છે અને તે મારી સામે ઊભો છે તે મેં જાણ્યું. હું મનમાં બોલી—

'જોઇએ તો ખરા અરુણ પણ હવે કેટલા દિવસ નાસ્તિક રહી શકે છે?'

અરુણના નમસ્કાર ઝીલતાં-ઝીલતાં હું બોલી,

'તમારા પર મને ખૂબ ગુસ્સો ચડયો છે'

તે હસતા-હસતા બોલ્યા,

'સોટી બોટી તો સાથે નથી લાવ્યાં? નહીં તો આવતી કાલના છાપામાં મારું નામ મોટા અક્ષરે છપાઇ જશે.'

આ સાંભળી મને એટલું હસવું આવ્યું કે ગુસ્સાનું નાટક કરવું બાજુએ રહી ગયું.

આગળવાળો પેલો યુવાન ચહા લઇ આવ્યો. ગાંડા જેવો તે મારી સામે જ જોતો હતો.

મારાથી રહેવાયું નહીં. મેં અરુણને પૂછ્યું.

'આવો ફેશનેબલ રસોઇયો ક્યાંથી લાવ્યા છો ?'

તે હસીને બોલ્યા,

'મારો ભાણેજ છે એ. એનું નામ કિરીટ.'

કિરીટ તરફ જોઇને હું બોલી,

'માફ કરજો હોં ?'

તે હસીને બોલ્યો,

'છી, છી, સિનેમા–નટીને તો સો–સો ખૂનો કર્યાં હોય તો પણ માફ છે.'

અરુણને મહાત કરવા આ કિરીટની ગમે ત્યારે મને મદદ મળશે એવી મેં ગાંઠ બાંધી.

'ચહા પીવા નીલમને બોલાવ.'

અરુણે કિરીટને કહ્યું.

તેને બોલાવવા કિરીટ ગયો. જતાં જતાં તેણે દેખાય ત્યાં સુધી મારા તરફ જોયા કર્યું. અરુણના ધ્યાનમાં પણ આ આવ્યા વગર રહ્યું નહીં.

કિરીટ તરફ જોતી હું બોલી,

'તમારું ઘર ખરેખર એક સંગ્રહસ્થાન લાગે છે.'

તે બોલ્યા,

'આ સંગ્રહસ્થાનની સહુથી મોટી અજાયબી હું પોતે છું.'

મેં તેના તરફ ધારીને જોયું. આ વાક્ય પાછળ છુપાયેલી મનની વેદના તેની આંખમાં ચોખ્ખી દેખાતી હતી. અરુણની બહાદુરી એ લડાઈમાં સખત ઘવાયેલા માણસની વીરતા જેવી છે તે હું તરત સમજી. તે દુઃખથી વ્યાકુળ થયા છે તે વાત તેમના આ વિચિત્ર વાક્યથી કોઈની પણ સમજણમાં ઊતરે એવી હતી.

મેં વિચાર્યું, આના મનને એવો તે કયો કારી જખમ થયો હશે? ગરીબી? ના, ના! આવા માણસો સ્વમાન ઉપર જીવે છે, સોના ઉપર નહીં. તે જલદી વકીલ થવાના છે એ તેમણે અમારી પહેલી મુલાકાત વખતે કહ્યું હતું. ત્યારે? આનું મન શા સારુ આટલી બેચેની ભોગવતું હશે?

પ્રેમનો અભાવ? હોઈ શકે. પણ તે અરુણની અર્ધાંગી જોયા વગર કેમ નક્કી કરી શકાય?

મારા મનમાં આ વિચાર આવ્યો ન આવ્યો એટલામાં તો નીલમ આવી. મારા તરફ જોઈ 'આ સ્ત્રી સાથે ચહા લેવા હું તૈયાર નથી' એમ કહી નીલમે ધાંટાધાંટ કરી મૂકી.

મારા દેખતાં પતિ–પત્ની વચ્ચે જે ચકમક ઝરી તે ઉપરથી એક વાત નક્કી થઈ—અરુણને ઘરમાં સુખ નથી. મારું પ્રેમના અભાવનું વિધાન સાચું હતું. તેની સ્ત્રી–સ્નેહની આકાંક્ષા અતૃપ્ત રહેતી હોવી જોઈએ. તેને જીતવો હોય તો—

તો—

તો શું કામ? મંજરી અરુણને પોતાના સૌંદર્યના ગુલામ કર્યા વગર નહીં રહે.

અરુણ પોતાની પત્નીની ઉદ્ધતાઇથી છંછેડાયો હતો.

'હું તમને સ્ટુડિયોમાં લઇ જવા આવી છું' એમ મેં કહ્યું કે તરત તે મારી સાથે આવ્યો.

મોટરમાં નીલમની વિનયહીન ભાષા માટે તેણે મારી માફી માગી ત્યારે હું લહેંકાથી બોલી,

'પત્નીના ગુના માટે પતિને સજા કરવાનો જમાનો હજી આવ્યો નથી.'

સ્ટુડિયો પહોંચતાં સુધી હું એકી નજરે તેને જોતી રહી. મારા સહવાસ અને સૌંદર્યનો કેફ તેને ધીમે ધીમે ચડતો હતો. મોટરમાંથી ઊતરતાં દરવાજામાં તેનો હાથ ઝડપાશે એ જાણી મોટરનું બારણું તે ઉઘાડતા હતા ત્યારે મેં મારો હાથ તેમના હાથ ઉપર મૂકયો.

સ્પર્શનો ઝણઝણાટ તેમના ચહેરા ઉપર ચમકી ગયો.

ચિત્ર શરૂ થયું. અંધારામાં સહસા મેં મારો હાથ તેમના હાથ ઉપર દાબ્યો. તેમણે કાંઇ પોતાનો હાથ ખસેડી લીધો નહીં.

'મેનકા' બોલપટમાં ઇંદ્ર મેનકાને પૂછતા હતા,

'વિશ્વામિત્રના તપનો ભંગ કરવા તું શું શું કરવાની છે?'

અને--તરતજ મેનકાની જાતજાતની શૃંગારિક આકૃતિઓ અને રસિક નૃત્ય-ચિત્રો દેખાવા લાગ્યાં—

—સરોવરમાંથી સ્નાન કરી બહાર આવતી ભીંજાયેલી મેનકા, વક્ષસ્થળ ઉપરથી સરી પડેલી સાડીમાં સુખે સૂતી મેનકા, પવનથી કપડાં ઊડતાં શરમાતી મદમાતી મેનકા--

આ મારાં વિધવિધ રૂપો જોઇ અરુણના મનમાં ઉન્માદની ઊર્મિઓ ઊછળવા લાગી હોવી જોઇએ. તે ઉન્માદનું નૃત્ય તેના કંપતા હાથ ઉપરથી પરખાતું હતું.

ચિત્રમાં મેનકાનું નૃત્ય શરૂ થયું. પહેલાં વૃક્ષ આસપાસ વીંટળાતી લતાની અને પછી દીપકને મોહ પમાડતી નાગણનું મારું નૃત્ય તે તન્મયતાથી જોતો હતો.

ચિત્રમાંની નર્તિકા મેનકાએ વચ્ચે વિશ્વામિત્રને સ્પર્શ કર્યો. વિશ્વામિત્રે આંખ ઉઘાડી તેના તરફ જોયું અને તેને પકડવા હાથ આગળ કર્યો—

અરુણે અત્યંત આવેગમાં મારો હાથ ફરી દબાવ્યો. મારા મનને સિંહને ઘાયલ કર્યો હોય એવો સંતોષ થયો.

ચિત્રમાં ઊગતી ઉષાનું મનોહર દૃશ્ય આવ્યું. મેં અરુણ તરફ વિજયી નજરથી જોયું.

મારા હાથમાંથી તેનો હાથ ખેંચી લઇ તે એકદમ કૂદીને ઊભો થયો. તેનો હાથ પકડી જોરથી નીચે બેસાડવા મેં પ્રયત્ન કર્યો પણ મારો હાથ તરછોડી વીજળીની ઝડપે તે બહાર ચાલ્યો ગયો. મેનેજરે તેની પાછળ જઇ 'મી૦ અરુણ, જરા બેસો તો ખરા. આ વિશ્વામિત્રની ખરી ગમ્મત તો હજી હવે છે.' એમ કહ્યું ત્યારે તે પાછું ફરી દમામથી બોલ્યો,

'હું કાંઇ વિશ્વામિત્ર નથી !'

સ્ટુડિયોમાં આટલા બધા લોકો ભેગા થયેલા ત્યાં અરુણ મારું અપમાન કરી નીકળી ગયો.

મારું ચીડાયેલું, છેડાયેલું મન બંડ પોકારતું હતું—

'વિશ્વામિત્ર નથી' એમ કરી બડાઇ મારી અરુણ ગયો છે પણ તેને કહે કે,

'વિશ્વામિત્ર કરતાં પણ તું મોટો તપસ્વી હોય તો પણ તારે મંજરીને પગે પડવું પડશે.'

ઘેર જઇ તરત જ બાલારામ સાથે મેં એક પત્ર અરુણ ઉપર મોકલાવ્યો. તેમાં લખ્યું હતું—

'અરુણ, તમારા સિવાય પ્રત્યેક ક્ષણ મને યુગ-યુગ જેટલી લાગે છે.'

× × ×

## ૯

# ધનસુખરામ

હમણાં-હમણાં દરેક ક્ષણ મને યુગ-યુગ જેટલી લાગવા માંડી છે. સમાજ-સેવકોનું એક મોટું સંમેલન અહીં ભરવાનું નક્કી થયું. ધનસુખરામ ત્રિવેદીની સ્વાગતાધ્યક્ષ તરીકે અને સૌ. નીલમ ત્રિવેદીની મંત્રી તરીકે વરણી કરવામાં આવી.

જે થયું તે ફક્કડ થયું. પણ સંમેલન દીવાળી સુધી ઢીલમાં નાખવાની શી જરૂર હતી? છટ, છટ, ધનસુખરામને સ્વાગતાધ્યક્ષ

થવાને હજી ચાર મહિનાની વાર! આ ચાર મહિનાની દરેક ક્ષણુ મારે માટે કંટાળા ભરેલી જશે.

આ તો લગ્ન આજ નક્કી થાય અને મૂરત આવતે ભવ ઠેલાય તેના જેવો ઘાટ થયો. ગામના બધા શ્રીમંત અને મોટા લોકોના નાક સામે સ્વાગતાધ્યક્ષનું ભાષણ કરવાની મારી ઇચ્છા પરિપૂર્ણ થવાને હજી ચાર મહિનાની વાર—

સંમેલન જલદી કરવું એવી મેં જ્યારે સૂચના કરી ત્યારે એક ગૃહસ્થ બોલ્યા,

'તમારા માતુશ્રી હજી હમણાં સ્વર્ગવાસી થયાં છે તો—'

આ બુઢ્ઢા માણસોને કયારે મરવું તે પણ ખબર નથી. ચાર મહિના પહેલાં બાએ પોતાનું પ્રસ્થાન કર્યું હોત તો શું બગડવાનું હતું? નહીં તો ચાર મહિના વધુ જીવવું હતું. તેને ના કોણ કહેતું હતું? પણ અમારી બામાં એટલી આવડત કયાંથી?

છેવટે બા રહી અભણ. તેને માટે વધુ શું કહેવું? પણ આ અરુણ—હવે તો એ જલદી વકીલ થઇ વકીલાત કરશે—તેને પણ પોતાનો મોટો ભાઇ કેટલો મહાન છે તેની કયાં ગમ છે? જે દિવસે વર્તમાનપત્રમાં ધનસુખરામ ત્રિવેદી સ્વાગતાધ્યક્ષ થશે એમ છપાયું તે દિવસે તે ઠંડે કલેજે મને કહે,

'ધનસુખભાઇ, આ વાંચી મને ખૂબ આનંદ થયો.' બોલ્યા 'મને આનંદ થયો!' અરે! તે આનંદમાં તો તેણે નાચવું જોઇએ, નાચવું—તેણે ગાંડા થઇ તાલીઓ પાડવી જોઇએ. મેં તેને કહ્યું.

'હજી છોકરું છે તું. તારો ધનસુખ કેટલી મહાન વિભૂતિ છે તેનો તને ખ્યાલ નથી! કાલે તેનું બાવલું ઊભું થશે, પરમ દિવસે તેનું ચરિત્ર લખાશે—'

તે વચ્ચે બોલ્યો,

'ધનસુખભાઇ, તે ચરિત્રમાં તમારા ભાઇ તરીકે કદાચ મારો ફોટો પણ આવશે, નહીં?'

ગધેડો, અદેખો નહીં તો! મને તેને ખખડાવવાનું મન થયું, કે મીરાં અને અનિલ સાથે રમવાથી અને પેલી ઉષા સાથે લટપટ વાતો કરવાથી જગતમાં મહાન થવાતું નથી.'

પણ વળી વિચાર આવ્યો કે સંમેલન અંગે ઘરમાં મહેમાનોની ઠઠ જામશે અને તેથી ખર્ચ વધશે. અને હમણાં તો એણે ઘરની બહાર કામે જવાનું બિલકુલ છોડી દીધું હતું. તેને દૂભવવામાં કાંઇ સાર ન હતો.

મેં કહ્યું,

'અરુણ, તું આમ ઘરમાં બેસી રહીશ તો કેમ ચાલશે?'

તે પોતાના એદીપણાનું શું કારણ આપે? કહે 'વારંવાર બા યાદ આવે છે.' જાણે કે અમે તો આકાશમાંથી ઊતરી આવ્યા ન હોઇએ?

એક કલાક સુધી તેને મેં ગીતાનો પેલો શ્લોક 'जातस्य हि ध्रुवो मृत्युः' સમજાવ્યો. પછી તેને સારું લગાડવા મેં કહ્યું,

'લગ્ન થયાં પછી થોડા દિવસ આમ થાય જ. તું ઘરની બહાર ન જતો હોય તો પણ તું ઓરડીની બહાર તો આવે છે. સાંભળ, હું

તો લગ્ન થવા પછી એક મહિના સુધી ઓરડીની બહાર પણ નહોતો નીકળ્યો. તું કામ કર એમ કાંઇ મારે તને કહેવું જોઇએ? નીલમ તરફ જો અને તને તે માર્ગદર્શન આપશે. જે દિવસે સાર્વજનિક કાર્યક્રમ ન હોય તેવો એક પણ દિવસ તેનો જાય છે ખરો?

નીલમ જેવી મારા નાના ભાઇની વહુ છે તેથી ગામમાં મારી લોકપ્રિયતા વધી. તેનું નામ બધાને મોઢે ચડે એટલા માટે મેં નવા-નવા કાર્યક્રમો યોજવા માંડયા હતા.

સુવાવડખાતાનો સ્થાપના-દિન, પદવીધર સ્ત્રીઓનું સંમેલન, શિશુ-સપ્તાહ, ભગિની-વર્ગ આમ નીલમ રોજના ચાર-ચાર પાંચ-પાંચ કલાક બહારના કાર્યક્રમોમાં ગાળવા લાગી. તેથી તો આ સંમેલનનું મંત્રીપદ તેને મળ્યું.

નીલમ જેટલી જ અમારા કામની જાહેરાત પેલા વિહારીએ કરી. અમેરિકા જઇ પાંચ-સાત વર્ષ રહી આવેલો શ્રીમંત માણસ પાછો આવતાં-વેંત ધનસુખરામનો શિષ્ય થાય તે જોઇ બધાં ગામ-લોકોની આંખો અંજાઇ ગઇ. તે આવ્યો તે દિવસે તો સૂટ-બૂટમાં ફરતો હતો પણ બીજા દિવસથી મેં તેને ધોતિયું પહેરતાં શીખવ્યું. શેકહેન્ડ કરવાને બદલે નમસ્કાર કરવાની ગુરુદીક્ષા આપી.

તે આમ અમારી જેમ વર્તવા લાગ્યો તેથી બધા લોકો આશ્ચર્યમાં ડૂબ્યા.

તેની અને નીલમની કૉલેજની ઓળખાણ નીકળી તેથી તો દૂધમાં સાકર ભળી. તેને સંમેલનનો કોષાધ્યક્ષ બનાવ્યો. શું કડકડાટ અંગ્રેજી બોલે છે એ! મોટામોટા પેટવાળા શેઠીયાઓ પાસે જઇ નાણાં ઉઘરાવવામાં એ ઠીક કામ આવશે.

બધું કેવું બંધબેસતું આવ્યું હતું! સંમેલન ઢીલમાં પડયું તેથી મન સહેજ ખાટું થયું.

આ બાબતમાં વિહારીએ સૂચના કરી તે કાંઇ ખોટી નથી. સંમેલન દીવાળી ઉપર શરૂ થાય તો પણ જિલ્લામાં ગામે-ગામ જે મારા સ્નેહી-સંબંધીઓ છે તેમને અહીં બોલાવી અને સંમેલનમાં કયા કયા ઠરાવો કરવા તેની ચર્ચા કરવી અસ્થાને નથી. ઉલટું તે તો આવતા કાર્યની પૂર્વ-તૈયારી લેખાશે.

'ચોમાસું બેસવાનું છે તો બને તેટલા જલદી આવશો' એમ બધાને કાગળો મોકલ્યા.

ચાર-આઠ દિવસ તો ઘર આગણે માંડવો બંધાયો હોય તેવો દેખાવ થશે. અરુણની પરીક્ષાનું પરિણામ પણ આવતે અઠવાડિયે છે. ઘરમાં મહેમાનોની ઠઠ હોય અને તે પ્રથમ વર્ગમાં આવ્યો છે તેવો તાર આવે તો બહુ સારું થાય. બધાં છાપાંઓ છાપશે કે, 'ધનસુખરામ ત્રિવેદીના નાના ભાઇ એલ.એલ. બી. ની પરીક્ષામાં પ્રથમ શ્રેણીમાં ઉત્તીર્ણ થયા છે.'

બસ—

જીવવું એટલે જ ગાજવું—

જીવનની દરેક પળે જે ગાજતો રહે છે તેજ ખરો મનુષ્ય છે.

× × ×

## ૧૦
## અરુણ

જીવનની દરેક પળે જે લડતો રહે છે તેજ ખરો મનુષ્ય છે.

પણ ગઈ કાલે સ્ટુડિયોમાં ક્ષણ–વાર હું મારી માણસાઈ ભૂલ્યો. ભલે ક્ષણવાર ભૂલ્યો પણ તેટલા વખત માટે હું મારી સૈનિક-શિસ્ત મૂકી જુગારી થયો. ચિત્ર જોતાં વિકારવશ થઈ મારે મંજરીનો હાથ દાબવો જોઈતો ન હતો.

પણ મેનકાની ભૂમિકામાં પોતાના સૌંદર્યનું આકર્ષક પ્રદર્શન કરનારી મંજરી મારી પાસે બેઠી છે, તે પોતે પોતાનો હાથ મારા હાથ ઉપર મૂકે છે, તે વસ્તુસ્થિતિ જાણતાં હું ભાન ભૂલ્યો. ચિત્રમાંની મેનકાએ જ્યારે વિશ્વામિત્રને સ્પર્શ કર્યો ત્યારે મંજરીએ પહેલાં મને તેવો જ સ્પર્શ કર્યો હતો તે યાદ આવ્યું અને મારા અંગે–અંગે મેં ઉન્માદક રોમાંચ અનુભવ્યો. ચિત્રમાંના વિશ્વામિત્રની જગ્યાએ મને અરુણ દેખાવા લાગ્યો.

અરુણનું શરીર ક્ષણ–માત્રમાં બંડખોર બન્યું. મનની સત્તા સામે બળવો કરી તે મંજરીના સ્પર્શ–સુખમાં લીન થઈ ગયું.

બિચારા શરીરનો એમાં દોષ પણ શું ? મારું મન પણ મોહ-વશ થયું હતું. નહીં તો જ્યારે મંજરીએ પોતાનો હાથ મારા હાથ ઉપર મૂક્યો ત્યારે મારો હાથ મેં ખેંચી લીધો ન હોત ?

પણ—

આ ક્ષણિક અધઃપાત માટે શું ફક્ત હું જ સર્વાંશે જવાબદાર હતો?

ના.

મારા જેટલી જ નીલમ પણ અપરાધી હતી.

નીલમના દ્વેષને અંગે ઉષા બોર્ડિંગમાં ગઈ. નીલમના બેજવાબદારપણાને લીધે મીરાં અને અનિલને બોર્ડિંગમાં મૂકવાં પડયાં. નાની નાની વાતો પરથી પણ લડાઈનું સ્વરૂપ ધારણ કરવાની તેની ટેવથી ઘરમાં મધુર શબ્દો સંભળાતા બંધ થયા. એ પેલા વિહારી સાથે છૂટથી વર્તે અને મારી સાથે આમ અપમાનભર્યું વર્તન રાખે એ વાતથી મને અત્યંત દુઃખ થવા માંડયું. મંજરી માટે ઉત્પન્ન થયેલો મારો મનનો મોહ તે ઘણા દિવસના ભૂખે મરેલા માણસે કરેલી ચોરી હતી.

ખાવાનો વખત થાય અને ખાવાનું ન મળે તો નાનાં બાળકો જેમ રડવા લાગે—આબેહૂબ તેવી મારા મનની સ્થિતિ હતી.

નવ વર્ષ ખૂબ કામ કરવાથી બૅન્કબૂક ઠીક જેવી રકમ બતાવતી હતી, કંટાળેલું મન શરીરસુખની અપેક્ષા કરતું હતું, જુવાન મન પ્રણયના, સહજીવનના, સાહચર્યનાં ચિત્રો દોરતું હતું. પણ આ સ્વપ્નોમાંનું એક પણ સત્ય સૃષ્ટિમાં ખરું ન પડતું.

ઉષા ઘરમાંથી બહાર જવા લાગી અને હું તેનો હાથ પકડી તેને ઘેર લાવ્યો તે દિવસની તે રાત—અને તે રાત્રે થયેલી મારી અને નીલમની કડક તકરાર—

નીલમના શબ્દે શબ્દમાં હળાહળ ભર્યું હતું. એ ઝેરની વેદના મને અસહ્ય લાગી! તે ભૂલવા હું આખી રાત મારા ટેબલ પાસે

સિગારેટ પીતો બેઠો. મારી સામે જેમ રાખનો ઢગલો થતો ચાલ્યો તેમ મારા મનમાં પણ રાખ જમા થવા લાગી.

મધરાતે નીલમ ઊઠી. આંખ ઉઘાડી તેણે જોયું. હું ટેબલ પાસે બેઠો છું તે તેને દેખાયું. તે ઊઠીને મારી પાસે આવી હોત—નજદીક આવી તેણે ફક્ત મારો હાથ પોતાના હાથમાં લીધો હોત તો મારાં બધાં હું દુઃખો તરત ભૂલી ગયો હોત. પણ તેણે—

તેણે તો મારી સામે જોયું અને સ્વસ્થતાથી બીજી બાજુ પડખું ફેરવ્યું. રાતના તેના કાતિલ પ્રહારો કરતાં પણ તેની મારા તરફની આ ઉદાસીનતાથી મારું મન અત્યંત દુઃખી થયું. એક માણસ ભાન ભૂલી બીજાને જખમી કરે એ એક વાત છે, અને તે જખમમાંથી લોહી નીકળતાં બેપરવાઇભરેલી સ્વસ્થતાથી જોયા કરે એ બીજી વાત છે.

બોટ ઉપરથી દરિયામાં કૂદી પડવા તૈયાર થયેલી ઉષા મને વારંવાર યાદ આવવા લાગી. આપઘાત કરવા તૈયાર થયેલી વ્યક્તિ માનસિક નિર્બળતા કેમ બતાવે છે, જગતને આટલું કેમ ધિક્કારે છે તેની સંપૂર્ણ કલ્પના તે રાતે મને આવી ગઇ.

× × ×

બીજે દિવસે રાતે નીલમ મારી સાથે લાડ કરીને બોલવા લાગી. મને આશ્ચર્ય થયું. મને લાગ્યું, કદાચ ગઇ કાલ રાતના વર્તનનો તેને પશ્ચાત્તાપ થતો હશે. આ વિચાર આવ્યો અને મારું મન આશાના હીંચકે હીંચવા લાગ્યું.

પણ, બીજી ક્ષણે હું જમીનપર પટકાયો. નીલમના લાડ-નખરાનું કારણ પશ્ચાત્તાપ ન હતું. તે દિવસે કલબમાં કલેકટરની પત્ની જે

જ્યોર્જેટની સાડી પહેરીને આવી હતી તે તેને ખૂબ ગમી હતી અને તેનું આજનું દેખાતું સ્નેહભીનું વર્તન એ સાડીની પ્રસ્તાવનારૂપે હતું.

આથી તો મારો તિરસ્કાર વધ્યો, પણ તે ન બતાવતાં હું બોલ્યો,

'અહીંના કાપડ બજારમાં મારો કોઇ સગો નથી!'

આવી મશ્કરીથી પીછેહઠ કરે એવી સ્ત્રીઓની હોંશ કાંઇ કાચીપોચી હોતી નથી! મારી ડાયરી ઉઘાડી તેમાં લખેલ સરનામાં વાંચતીવાંચતી તે બોલી.

'હમણાંના તો તમે કોઇ કામ પર પણ જતા નથી!'

માનસિક અસ્વસ્થતા ટાળવાને કામ એ એકજ દવા મારે માટે બાકી હતી. મેં નીલમને કહ્યું,

'કાલથી હું હવે કામે લાગવાનો.'

'એમને? ત્યારે તો પહેલાં આ સિનેમા—નટી પાસે જ જાઓને!' આમ કહી નીલમે ડાયરીનું એક સરનામું મારી પાસે ધર્યું—'મિસ મંજરી, ગુજરાત સિનેટોન.'

× × ×

બીજે દિવસે હું મંજરી પાસે ગયો. તે મારે માટે આટલી બધી આત્મીયતા શા માટે બતાવવા લાગી તે મને ન સમજાયું. છેવટે ઊઠતી વખતે જ્યારે મેં નમસ્તે કર્યા ત્યારે તેણે પોતાનો હાથ આગળ ધરી મારો હાથ હાથમાં લઇ કહ્યું,

'સપડાયા કે નહીં હવે?'

મને આ બહુ વધુ પડતું લાગ્યું. પણ તે માદક સ્પર્શની અને તે લાડકા પ્રશ્નની વાત મને વારંવાર યાદ આવવા લાગી.

હવે તો તે મને બોલાવે તો પણ ત્યાં ફરી પગ મૂકવો નહીં, મારા જીવનમાં આવા પ્રેમના પ્રસંગ આવવા જ ન દેવા, એવો મનમાં મેં નિશ્ચય કર્યો.

અનિલની માંદગી, મીરાં અને અનિલને બોર્ડિંગમાં રાખવા કરવી પડેલી તેમની રવાનગી, નીલમની વધતી જતી સ્વચ્છંદ બેપરવાઈ, આ બધાથી મારું મન ઘર ઉપરથી સંપૂર્ણ રીતે ઊઠી ગયું હતું. એકલો બેસું એટલે મંજરીનો તે મોહક સ્પર્શ અને 'ભાગી જતા હતા ને, સપડાયા કે નહીં હવે?' એ વાક્યો મારા મનમાં ઘુમરીઓ ખાવા લાગતા.

કોઈ સ્વપ્નું આપણને એક-બે દિવસ આવે તો પણ તે પાછું ભુલાઈ જાય છે. મંજરી પણ મારા જીવનમાં આવું ક્ષણિક સ્વપ્ન હશે એવો મારો ખ્યાલ હતો.

પણ તે મને મળવા સ્ટુડિયોમાં તૈયાર થતું પોતાનું ચિત્ર નિહાળવાનું નિમંત્રણ લઈ આવી હતી. નીલમે તેનું અપમાન કર્યું એટલે મારે તેની ક્ષમા માગવી પડી. નીલમની અક્કલહીનતાનો સારામાં સારો પ્રત્યુત્તર મંજરીની વિનંતિને માન આપી તેની સાથે સ્ટુડિયોમાં જવું એ હતો. પણ—

હું મોટરમાં બેઠો ત્યારે મને લાગ્યું કે હું મંજરી સાથે ન આવ્યો હોત તો સારું થાત. તેની નજરમાં, તેના શબ્દમાં, તેના હલનચલનમાં, જે મદિરાના જામ હતા, તેના ઘૂંટડા મારાથી જાણે-અજાણે પિવાતા ગયા. ચિત્રમાંની મેનકાના ઉન્માદક દૃશ્યથી હું મારું રહ્યુંસહ્યું ભાન પણ ભૂલી ગયો.

## ✤ દસમું ✤

મેનકા વિશ્વામિત્રનો સ્પર્શ કરે છે. તે આંખ ઉઘાડી તેને પકડવા પ્રયત્ન કરે છે. અને—

તે જ વખતે આકાશમાં ઉષા ઊગી નીકળે છે.

'મેનકા'ના દિગ્દર્શકે ચિત્રમાં ઊગતી ઉષા ન બતાવી હોત તો—

તો અરુણ મંજરીના મોહનો સંપૂર્ણ ભોગ થઇ પડયો હોત.

ચિત્રની ઉષાએ મને મારી ઉષાની યાદ આપી. હું મારું બધું મનોબળ એકઠું કરી મંજરીના મોહપાશમાંથી છૂટયો અને સડસડાટ ઘેર આવ્યો.

× × ×

પણ—

ઘરમાં મારી ઉષા કયાં હતી?

રાત છતાં હું એને મળવા જાઉં? છટ, મારા દુઃખ કરતાં ઉષાની પવિત્રતા વધુ અગત્યની હતી. હું રાત–બેરાત તેને મળવા જાઉં તો બોર્ડિંગના માણસો ભળતી વાતો મનમાં ઉપજાવી બોલવા માંડશે.

મારી ઓરડીમાં હું સિગારેટના ટીન ઉપર ટીન ખાલી કરતો બેઠો.

થોડા વખતમાં મંજરીનો પત્ર લઇ બાલારામ આવ્યો.

'તમે સ્ટુડિયોમાં અધવચ્ચેથી ઊઠી ગયા એટલે હું તમારા ઉપર ખૂબ ગુસ્સે થઇ છું' એમ તેણે શરૂઆત કરી હતી. પણ પત્રનો છેવટનો ભાગ તો ક્રોધ કરતાં અનુરાગ જ વધારે પ્રગટ કરતો હતો. તેણે છેલ્લું વાકય લખ્યું હતું,

'તમારા સિવાય પ્રત્યેક ક્ષણ મને યુગયુગ જેટલી લાગે છે.'

આ પત્ર ફરી વાંચવાનું મન ન થાય માટે તે ટેબલ ઉપર નાખી હું બારી પાસે સિગારેટ પીતો ઉભો રહ્યો.

નીલમ અંદર ક્યારે આવી તેની મને ખબર ન હતી.

'આ કાગળનો મારે શો અર્થ કરવો ?'

આ કઠોર શબ્દોએ મારા કાન તેની દિશામાં ફેરવ્યા. તે ક્રોધથી ધ્રૂજતી હતી. ટેબલ પરનો તેના હાથમાંનો કાગળ પણ તેના હાથની સાથે ધ્રૂજતો હતો.

જ્વાળામુખી ફાટવાની ઘડી આવી ચૂકી છે એ મેં જોયું. હું શાંતિથી બોલ્યો.

'આ પત્રનો અર્થ સમજાવવાની જરૂર છે ખરી ? તે સાદી ગુજરાતી ભાષામાં લખાયેલો છે.'

તે ગુસ્સામાં બોલી,

'આ રખડેલ મેના સાથે ભટકતાં તમને શરમ આવવી જોઇએ.'

હું બેભાન થઇ બોલ્યો,

'તું કોની સાથે રખડે છે તેની મેં કદી તપાસ પણ કરી છે ખરી ?'

'આખી પુરુષ જાત એટલે લુચ્ચી, કપટી, દુષ્ટ—'

'હા, આખી પુરુષ જાત માટે અભિપ્રાય આપવા જેટલો તારો અનુભવ છે એ તો કબૂલ કરવું જ જોઇએ !' ઇચ્છા ન છતાં મારાં મોંમાંથી શબ્દો સરી પડયા.

ખિજાઇને તેણે મારા હાથમાંની સિગારેટ આંચકી લેવાનો પ્રયાસ કર્યો. મેં તે છોડી નહીં.

તે બોલી,

'મને સિગારેટની વાસ બિલકુલ ગમતી નથી.'

હું બોલ્યો,

'તો વખતે કવખતે પોકળ સમાજસેવા તું કરતી આવે છે, તે ક્યાં મને ગમે છે !'

દ્વંદ્વ–યુદ્ધ શરૂ થાય એટલે લડનારા માણસો પોતાનો દરેક દાવ સામા પક્ષના મર્મ–સ્થાનમાં લાગે તે માટે ઝઝૂમતા હોય છે. અમારા બન્નેનું સંભાષણ આ રીતે જ ચાલતું હતું.

તે બોલી,

'સ્ત્રી એટલે કાંઇ પતિની દાસી નથી.'

'અને પતિ એ કાંઇ બૈરીનો ગુલામ નથી.'

'મેં આટલાં મોડાં લગ્ન કર્યાં તે દેવ તરીકે પતિની પૂજા કરવા નહીં.'

'મારે પૂજા નહીં, પ્રેમ જોઇએ છે.'

'પ્રેમ ? જન્મીને જો મારે પ્રેમ જ કરવો હોત તો બી. એ. થયા પછી વિહારી જેવા શ્રીમંતની માગણી મેં નકારી ન હોત.'

'નીલમ—'

'આમ ચિડાઓ છો શું ? વિહારી કાંઇ જેવા–તેવા નથી ! ગમે તેટલા હસીએ–બોલીએ તો પણ—'

'મારા ઘરમાં વિહારીનું નામ લેવાની તારે કાંઇ જરૂર નથી !'

'અને પેલી ઉષાનું ? આ મંજરીનું ? આ ઘર જેમ તમારું તેમ મારું પણ છે. મારા ઘરમાં મને ગમતું નામ હું એક વાર નહીં, સો વખત બોલીશ. વિહારી–વિહારી–વિહારી—'

'એમ ! લે ત્યારે. મંજરી–મંજરી–મંજરી—'

× × ×

સંતાપથી માણસ ગાંડો બને છે. મંજરી-મંજરી-મંજરી— બોલતો હું ઘરની બહાર આવ્યો.

બહારની આહ્લાદક લહેરીઓના સ્પર્શથી મારો સંતાપ ઓછો થયો. હું થોભ્યો. છેવટે મારા પગ ઉષાની બોર્ડિંગ તરફ જવા લાગ્યા.

બોર્ડિંગમાં ઉષાની ઓરડીમાંથી આવતા પ્રકાશને જોતાં હું ક્યાંય સુધી ઊભો. અંદર જાઉં એમ પણ થયું. પણ અંદર જાઉં ને ઉષા 'અત્યારે કેમ આવ્યા' એમ પૂછશે તો મારાથી રડી પડાશે. મીરાં અને અનિલના દેખતાં, બીજા લોકોની સામે, પોતાના દુઃખનું પ્રદર્શન કરવાનો કાંઇ અર્થ નહોતો.

નાના રડતા બાળકને કોઇ પેટ સાથે જકડે તો તેને સારું લાગે છે. કોઇ મને પાસે બોલાવે, મારું દુઃખ હું ભૂલી જાઉં તેટલા પ્રેમથી મને કોઇ નજદીક બોલાવે—આ સિવાય મારા મનમાં બીજી કાંઇ ઇચ્છા ન હતી.

હું બોર્ડિંગ છોડી આગળ ચાલ્યો. હું ક્યાં જતો હતો તેની કોને ખબર ? પણ જાણે ઉષાના શબ્દો સંભળાતા હતા—

'ક્યાં ચાલ્યા ?'

મેં જવાબ આપ્યો,

'દૂર, ઘણે દૂર.'

'દૂર ? શું કામ ?'

'સુખની શોધ[1] માટે.'

'સુખ કાંઇ માણસથી દૂર હોતું નથી !'

૧ આ નવલનું મરાઠી નામ 'સુખની શોધ' છે. અનુવાદકો.

'એટલે તો તને તે મળતું નથી.'

'તે છુપાઈને બેઠું હોય છે.'

'ક્યાં ?'

'તેની પાછળ.'

આ સુખદ આભાસ મને એટલો વાસ્તવિક લાગ્યો કે મેં ખરેખર પાછળ જોયું. મારી પાછળ મંજરીની મોટર આવતી હતી. હું દેખાયો એટલે ગાડી અટકાવી તેણે મને અંદર લીધો.

અમે નદી ઉપર ફરવા ગયાં. પ્રશાંત ચાંદનીમાં અને મંજરીના સહવાસમાં મારું મન ફરી મોહિત થયું. જ્યારે થાક દેખાવાનો ઢોંગ કરી મંજરી મને વળગી ત્યારે તેને દૂર કરવાનું મનોબળ મારા હાથમાં રહ્યું નહીં. આથી ઊલટું મારા મોંમાંથી શબ્દો નીકળ્યા,

'મંજરી! ચિત્રની મેનકા કરતાં તું અતિ સુંદર દેખાય છે.'

મને વધુ વળગી—મારા ગળા પર સહેજ લટકી તેણે પૂછ્યું,

'ખરેખર ?'

દુનિયાનું બધું માદકપણું તેના સ્પર્શમાં, તેની આંખોમાં ભર્યું લાગતું હતું.

સ્ટુડિયોના તે દિવસના સાંજના પ્રસંગની મને યાદ આવતાં હું સાવધ થયો. ઝટકાથી મેં તેને દૂર કરી.

મને લાગ્યું—તે મારા પર ગુસ્સે થશે. પણ તે બોલી,

'સુંદર માણસોને કોઈ છોડી જતું નથી.'

મેં કહ્યું,

'સૌંદર્ય ઘણી વખત ભયંકર હોય છે. નાગણ જોઈ છે કે તેં ?'

'હા, હા. નાગણ જોઈ છે અને તેને ડોલાવતો ગારૂડી પણ જોયો છે.'

તેના નયનમાં શૃંગારને અનુરૂપ એવી બધી રાગરાગિણીઓ ભરી હતી. હું કાંઇ બોલ્યો નહીં એટલે તેણે કહ્યું,

'બીકણ ગામડિયા લાગો છો તમે!'

તેણે પોતાના અંબોડામાંથી એક ફૂલ કાઢી હાથમાં લીધું. તે મને આપતાં તે બોલી,

'તમે બીકણ નથી ને? તો આ ફૂલ ચોળી નાખો જોઉં?'

હું સ્તબ્ધ થઇ રહ્યો.

હાથના ફૂલને મસળી નાંખતી તે બોલી,

'નહીં તોય ચાર કલાક પછી તે કરમાવાનું જ હતું! અરુણ! ભૂલતા નહીં કે આમ ખેલનારો માણસ જગતમાં જીવનનો આનંદ મેળવી શકે છે.'

મારું મન કાંઇક સ્થિર થયું હતું. મેં કહ્યું,

'મંજરી! જીવન એ કાંઇ રમત નથી. તે એક લડાઇ છે.'

'લડાઇ? છટ, છટ! તે એક નર્યો જુગાર છે.'

હું અભિમાનથી બોલ્યો,

'આયુષ્ય જો જુગાર હોત તો મારા જેવા માણસો દુનિયામાં લડતા, ઝગડતા ન હોત.'

'તમે કોને માટે લડો છો?'

'કોને માટે? મારા ઘર માટે, મારા માણસો માટે.'

'પણ તમારા ઘરમાં તમે સુખી છો કે? તમારા માણસોમાં તમે સુખી હોત તો—આ વખતે—'

તેના અવાજમાં વિલક્ષણ ઉપહાસ ભર્યો હતો.

તેના આ ટોણાથી મારું અભિમાન સતેજ થયું. હું બોલ્યો,

'તો હું તારા સહવાસમાં ન રહેત એટલું જ ને? મંજરી! હું તારો આભારી છું. તેં મને વખતસર સાવધ કર્યો.'

નમસ્કાર કરી હું ઝડપથી ચાલી નીકળ્યો.

× × ×

કેટલા ઉત્સાહથી હું ઘેર આવ્યો! પણ ઘરના દરવાજામાં મારો આ બધો ઉત્સાહ ઓસરી ગયો. આટલા મોડા આવવા બદલ નીલમ ઘરમાં શોરબકોર કરી મૂકશે એની મને ખબર હતી.

બહાર ઊભા રહી કેટલી બધી વાર હું ઘર તરફ જોતો ઊભો હતો! કોઇ નિર્જીવ શરીરની જેમ તે ઊભું હતું. આ વખતે મને સહાનુભૂતિ અને પ્રેમની જરૂર હતી. મારું સમતોલપણું ન જાય માટે મને આધારની જરૂર હતી. પણ આમાંનું કાંઇ પણ મારા ઘરમાં ન હતું. મારા મનમાં આવ્યું, આ ઘરને ગાંડપણમાં મારું ઘર કહી હું નકામો છાતી પીટતો હતો.

મને લાગ્યું કે એ ઘરમાં ન જવું. મેં મારા બધા મિત્રોની યાદી મનમાં તપાસી પણ જેની પાસે હૃદયના જખમો ઉઘાડાય તેવો એક પણ મિત્ર મારે ન હતો. અત્યાર સુધી હું ઘરમાં એવો એકરસ થઇ ગયો હતો કે ખરા મિત્રોની મને જરૂર લાગતી ન હતી.

રસ્તા ઉપરથી એક થાક્યો-પાક્યો મજૂર જતો હતો, તે હસતો હતો, કૂદતો હતો અને વચ્ચે-વચ્ચે એક ગીત પણ ગાતો હતો.

તેણે પોતાનાં બધાં દુઃખો દારૂમાં ડુબાડ્યાં હતાં.

દુઃખ ભૂલવા મને પણ એ ઠીક થઇ પડશે એવો વિચાર મારા મનમાં આવ્યા વિના રહ્યો નહીં.

× × ×

સવારે હું ઊઠયો અને મનમાં એક નવી બીક ઊભરાઇ.

'મંજરી ફરી મારે ત્યાં આવે તો?'

છટ, ઝેરની પરીક્ષા વારંવાર જોવાતી નથી.

મેં મંજરીને કાગળ લખી મોકલ્યો કે અરુણના જીવનમાં મંજરીને સ્થાન નથી.

આ કાગળ મોકલી હું મારા ભાવિ જીવન વિષે વિચાર કરવા લાગ્યો. શું દેખાય? અંધાર, જ્યાં ત્યાં અંધાર પથરાયેલો દેખાયો.

ઘરમાં ધનસુખરામના સમાજ-સેવક દોસ્તો ભેગા થયા હતા. ધનસુખભાઇ, નીલમ, વિહારી: તેનાં હાસ્યકિલ્લોલ કાન ઉપર એકસરખાં સંભળાતાં હતાં. પોતાની ઓરડીમાં રંગમાં આવી કિરીટ સિનેમાનાં ગીતો લલકારતો હતો. પણ—

પણ, હું?

મારા મનમાં થયું, કાલે મારી પરીક્ષાનું પરિણામ છે. હું પાસ તો થઇશ. પણ પાસ થયા પછી વકીલાત કરવી તે કોને માટે? પૈસા મેળવવા કોના લાભ માટે? શરીર અને બુદ્ધિ વાપરવી કોને સારુ? મારું મન પળવાર માટે પણ ન સમજનારા આ પથ્થરનાં પૂતળાં માટે, કે પોતાને સુખ મળે પણ ત્રાસ ન થાય એની જ કાળજી રાખતા આ ભાવનાશૂન્ય માણસો માટે, કે તેમનાથી ભરેલા આ માટીના ઘર માટે મારે મારા લોહીનું પાણી કરવું?

કેમે કર્યું મન માનતું નહોતું.

આમ ન કરવું તો—

કહે છે, 'માણસનું સુખ તેના ઘરમાં હોય છે.' પણ મને બિલકુલ ઉલટો અનુભવ થવા લાગ્યો છે. ઘર છોડી કયાંય દૂર દૂર નીકળી જાઉં એમ મનને લાગવા માંડ્યું છે.

આમ વિચાર કર્યા કરવાથી મને ગાંડપણ તો નહીં લાગે ને, એવી પણ શંકા મનમાં આવી ગઇ.

આ વખતે ઉષાના સ્ત્રીગૃહપતિએ આવી ઉષા ઉપર આવેલા ત્રણ-ચાર નનામા પત્રો આપ્યા. તે કાગળોના અક્ષરો ઉપરથી કારસ્થાન કિરીટનું હતું એમાં કાંઇ શંકા ન રહી.

જ્યારે ઘરમાંથી કાઢી મૂકવાની ધમકી આપી ત્યારે સાહેબે પોતાનું પરાક્રમ કબૂલ કર્યું. તેના આ પત્રોએ ઘર પરથી ઊઠી ગયેલા મારા મન પર મહોર મારી. કિરીટને નાનપણથી ઉછેરી મોટો કરી મેં શું મેળવ્યું ?

× × ×

વિચાર—વિચાર—

આખો દિવસ, આખી રાત એકધારી વિચારમાળા મારા મનમાં ફરતી હતી.

મન શૂન્ય થઇ ગયું હતું. મારા જીવનમાર્ગમાં દુઃખ સિવાય બીજું કાંઇપણ મળવાનું નથી એ ખાત્રીથી મારું મન વધુ ખિન્ન થયું.

સાંજે છ વાગતાં સુધી હું પોસ્ટ-ઑફિસે હતો. પરિણામનો નિકાલ ન આવ્યો. ભાગ્ય સંપૂર્ણ રીતે મારી વિરુદ્ધ છે એમાં

લેશમાત્ર શંકા રહી નહીં. મારા પેપર સારા ગયા હતા. પણ દૈવ આંધળું હોય છે અને હાથમાં કોશ લઈ સંસારમાં દોડતું હોય છે.

ઘેર જઈ પથારીમાં સ્વસ્થ થઈ સૂવું એ વિચારે હું પોસ્ટ-ઑફિસથી ઘેર આવ્યો. દાદર ચઢતાં-ચઢતાં નીચે ઊતરતો કિરીટ મળ્યો. તેણે પૂછ્યું,

'તાર આવ્યો કે મામા ?'

ડોકું હલાવી મેં ના કહી.

'પરીક્ષા તો ભઈ હમણાં એક લૉટરી જ થઈ છે!' આમ બબડતો તે ચાલ્યો ગયો.

રૂમમાં જઈ મેં બારણું ધકેલ્યું. મને એકાંત જોઈતું હતું. દીવાના પ્રકાશથી પણ એકાંતનો ભંગ થશે એવી મને બીક લાગી. હું અંધારામાં પલંગ પાસે બેઠો ન બેઠો ત્યાં કોઈના શરીરનો મને સ્પર્શ થયો. માથું-બાથું દુઃખતું હોય ને નીલમ આવી સૂઈ ગઈ હોય એમ બને.

નીલમને બૂમ મારી પણ જવાબ ન મળ્યો. કદાચ પરીક્ષાનું પરિણામ સાંભળવા ઉષા ઘેર આવી હોય. રૂમમાં બેઠીબેઠી એકલી કંટાળી હોય અને પછી પથારીમાં પડતાં આંખ મિંચાઈ હોય એમ પણ બને.

પણ 'ઉષા' એ બૂમનો જવાબ આવ્યો હસવાના રૂપે. પથારીમાંની વ્યક્તિ કાંઈ હાલી નહીં. ઉષા આવી નાંખી દીધા જેવી મશ્કરી તો ન જ કરે.

પલંગ પાસેનો દીવો કર્યો અને જોઉં છું તો મંજરી હસતી ઊભી છે.

તેણે મારો હાથ પકડયો. હું બરાડી ઊઠયો,

'પહેલાં અહીંથી બહાર ચાલ.'

આનો પડઘો ફરીવાર હસવામાં પડયો અને તે પાછી પથારીમાં પડી.

હું ગભરાઇ ગયો.

એટલામાં ધનસુખરામ, નીલમ, વિહારી અને તેના દસબાર દોસ્તો મારી ઓરડીમાં દોડતાં આવ્યાં.

'માણસ છો કે જાનવર?' નીલમનો આ પ્રશ્ન મારા કાનમાં ઉકાળેલા તેલની માફક પડયો.

'તારા જેવો અંગારો મારા કુલમાં કયાંથી પાકયો? આ વખતે જો પૃથ્વી જગ્યા આપે તો હું સમાઇ જાઉં,' ધનસુખભાઇ બોલવા લાગ્યા.

બધાની ફડાફડ ચાલુ હતી.

મારું કોઇએ સાંભળ્યું નહીં.

એક બાબતમાં બધાનો એકમત હતો—મંજરીને ઘરમાં બોલાવી તેની સાથે હું વિલાસ કરતો હતો.

નજીકનાં સગાંસંબંધીઓના આવા અમાનુષી અત્યાચાર અને ઘાતકી વર્તણૂકથી મને દુઃખ સાથે ક્રોધ થયો. આજ સુધીનો વ્યવહારુ, વિનયશીલ પણ કેદી જેવો અરુણ આજે મોંફાટ બોલવા લાગ્યો.

ધનસુખભાઇ અને નીલમના મોંમાંથી ઘર છોડી જવાની અને આપઘાત કરવાની ધમકીઓ વારંવાર આવતી હતી.

મેં તેમને કહ્યું,

'ઘરમાંથી તમે બહાર ન જતા, ઘર તમારું જ છે. હું ગમે ત્યાં જઇશ. આ ઘડી સુધી આ ઘરમાં દરેકનો અધિકાર હું માન્ય કરતો

આવ્યો છું પણ મારો અધિકાર—ગુલામોને અધિકાર હોય છે ખરો? ધનસુખભાઇ, શું મને સમાજસેવાની હોંશ ન હતી? કીર્તિ અને યશનો શું મને ખપ ન હતો? કુટુંબના સુખ માટે અભ્યાસ છોડી હું વીમા-દલાલ થયો. સંસારનું ગાડું ખેંચતાં-ખેંચતાં હું મારું શિક્ષણ પૂરું કરી શક્યો. બા અને ધનસુખભાઇએ પસંદ કરેલી છોકરી સાથે ચૂં કે ચાં કર્યાં વગર મેં લગ્ન કર્યું. ઘરના પાયામાં મારી આશા, ઇચ્છા, આકાંક્ષા બધાનું મેં બલિદાન આપ્યું. પણ હું એક વાત ભૂલ્યો—ત્યાગથી દેવતા પ્રસન્ન થાય છે, ભૂત નહીં.'

આ અરુણ બોલતો ન હતો. અરુણના મનના જખમ, તેના અણુએ અણુમાંથી પોકારતા હતા.

માથામાં કેવા ઘણના ફટકા વાગતા હતા! મારા મનમાં એક વિચિત્ર ઇચ્છા થઇ. અહીંથી બહાર દોડતા જઇ એક ઊંચા ટેકરા ઉપરથી નીચે દરિયામાં કૂદી પડવું. મારી આસપાસનાં બધાં લોકો મને જીવતો બાળે છે એવો મને ભાસ થયો. મંજરી મારી પાસે ઊભી હતી.

'જીવન એ જુગાર છે' એ તેનું તત્ત્વજ્ઞાન છેવટે સાચું ઠર્યું. આ જુગાર ઘરના માણસો સાથે રમીને મેં મારી હાર સ્વીકારી હતી.

ઘરની બહાર ગયા સિવાય સુખ માટે બીજો કોઇ રસ્તો ખુલ્લો ન હતો.

'જીવન એ લડાઇ છે' એમ માની મેં મારા મનને ઘણા જખમોથી ઘવાવા દીધું હતું. તે જખમોની વેદનાથી મારું શરીર તડફડતું હતું. આ બધું ભૂલવા માટે જલદીથી કેફ ચડાવે તેવી ઔષધીની મારે જરૂર હતી.

મેં ટેબલનું ખાનું ઉઘાડી બૅન્કબૂક હાથમાં લીધી.

તે મંજરીને બતાવતો હું બોલ્યો,

'સુખ આપનારું આ પહેલું ઔષધ.'

તે હસી. જાણે તેનું નખરાળું સ્મિત કહેતું હતું,

'પૈસાથી જોઇએ તેવું સુખ નિર્માણ કરી શકાય છે.'

તેનો હાથ હાથમાં લઇ હું બોલ્યો,

'સુખ આપનારું આ બીજું ઔષધ.'

પાછું વળીને જોયા વગર મંજરીનો હાથ હાથમાં લઇ હું રૂમ બહાર આવ્યો અને પગથિયાં ઊતરવા લાગ્યો.

તે મારા કાનમાં બબડી,

'હજી એક ઔષધ છે.'

ઘરના દરવાજામાંથી ઉષા લગભગ દોડતી આવતી દેખાઇ. તેની પાસે થઇને હું આગળ ગયો ત્યારે તે ઉલ્લાસથી બોલી,

'અરુણ, અરુણ! તમે પહેલા વર્ગમાં પાસ થયા.'

તેના શબ્દો મેં સાંભળ્યા પણ તેનો અર્થ મને કાંઇ સમજાયો નહીં. મને સુખ જોઇતું હતું, પરીક્ષામાં વર્ગ નહીં.

ઉષાને જોઇ ક્ષણ વાર ઊભો રહું એમ મને થયું. પરંતુ મારું શરીર મંજરી સાથે ચાલતું હતું. જાણે ઉષા કાંઠા ઉપર ઊભી હતી અને નદીમાં ઊભેલો અરુણ પાણીના આકસ્મિક વહેણ સાથે વહેતો જતો હતો.

મંજરીની મોટર ચાલુ થઇ.

મોટર તરફ ઉષા દોડતી આવતી હતી. તેના થોડાક શબ્દો અસ્પષ્ટ સંભળાતા હતા—

'અરુણ, અરુણ, તમે ક્યાં ચાલ્યા ?'

× × ×

# ૧૧

## ઉષા

પવન વેગે મોટર નીકળી ગઈ. મારી બૂમ પણ હવાની સાથે ઊડી ગઈ. માત્ર હું મારી જગ્યાએ ઊભી હતી.

રામ વનવાસમાંથી પાછા ફરે ત્યાં સુધી ભરત તેમની પાદુકાની પૂજા કરતો અયોધ્યા બહાર બેઠો હતો. તેવો મને પણ વિચાર આવ્યો.

અરુણ ઘેર આવે ત્યાંસુધી તેમનાં પગલાંની પૂજા કરતી તેમના ઘરની બહાર બેસું એવો મને વિચાર આવ્યો.

હું અરુણનાં પગલાં ગોતવા લાગી પણ માટીમાં ઝંજરોનાં પગલાં સ્પષ્ટ દેખાતાં હતાં, પણ અરુણનાં પગલાં કોણ જાણે કેમ દેખાતાં ન હતાં.

× × ×

સાંજે છ વાગતા સુધી અરુણનું પરિણામ જણાયું નહીં એટલે મને બેચેની થવા લાગી.

## ❖ અગીઆરમું ❖

મીરાં અને અનિલને બોર્ડિંગમાં છોકરાઓની રમતમાં ભેળવી હું આસ્તેથી બહાર આવી. અરુણ ખૂબ વાર તારની વાટ જોઇ હમણાં ઘેર ગયા એમ સાંભળ્યું. તાર આવ્યો નહીં એટલે તેમને બહુ દુઃખ થયું હશે, તેમને કોઇએ સાંત્વન આપવું જોઇએ. આ બધી વાતો મારા મનમાં ઘોળાવા લાગી. દીવા-બત્તી સુધીમાં જો હું બોર્ડિંગમાં પાછી નહીં જાઉં તો ગૃહપતિનો ઠપકો મળ્યા વિના રહેશે નહીં એની મને ખાત્રી હતી. કિરીટના નનામા કાગળોને લીધે તે હમણાં-હમણાં મારા તરફ ખૂબ શંકાની નજરે જોવા લાગ્યાં હતાં.

શું કરવું અને શું નહીં તે નક્કી કરવાની ગડમથલ મારા મનમાં ચાલતી હતી. ત્યાં અંદર કડકટ, કડકટ કડકટ એવો અવાજ આવ્યો. તાર-માસ્તર અંદરથી બોલ્યા,

'તમે સારા પગલાંનાં લાગો છો! જુઓ, આ અરુણનો તાર. મહેરબાન પહેલા વર્ગમાં આવ્યા છે. અરે બહેન! ત્રણ વર્ષમાં તો તે સબ-જજ પણ થઇ જશે.'

અરુણ પહેલા વર્ગમાં પાસ થયા. કોઇને આ કહી હસતાં-હસતાં ભાગી છૂટવું તેમ મને થયું. પણ પોસ્ટ ઓફીસના વરંડામાં કોઇ મારું ઓળખીતું ન હતું.

હું લગભગ દોડતી આવી. તારવાળાના કરતાં વહેલાં ઘેર જઇ આ ખબર અરુણને આપવાની કેવી મજા આવશે!

રસ્તામાં ઉતાવળમાં જતાં ફરવા નીકળેલા એક બુઢ્ઢા ગૃહસ્થને બાજુમાં ધક્કો લાગ્યો. તરત કપાળ પરની કરચલીઓનાં જાળાં વધારી તે બોલ્યા,

'આજની છોકરીઓને ભાગી જવા સિવાય બીજો કોઈ ધંધો જ નથી.'

હું અટકીને બોલી,

'માફ કરજો હોં!'

મોં વાંકું-ચુંકું કરી તે બોલ્યા,

'અરે! નાસી જવું હોય તો કોઈનો હાથ ઝાલીને નાસી જવું. આમ એકલા નાસી જવામાં શું મઝા પડે?'

ફરી કોઈને ધક્કો ન લાગે માટે હું સાવધતાથી ચાલવા લાગી. પાછું મારું મન કહે, આમ પગમાં દોઢ મણની બેડી નાખી હોય તેમ શું ચાલે છે?

એક વિચાર મનમાં આવ્યો—ભાવનાની સાથે પરમેશ્વરે માણસોને પાંખ પણ કેમ ન આપી?

ઉતાવળમાં ચાલતાં મારા જમણા પગની અંગુઠા પાસેની આંગળીને ઠેસ લાગી. પણ વાંકા વળી જખમ કેવો છે તે મેં જોયું નહીં. વળી રખેને લોહી લૂછવા જતાં એક મિનિટ બગડે. એટલામાં અરુણ અને હું ન મળીએ તો? એટલામાં પોસ્ટમેન જલદી જઈ પહોંચે તો?

અરુણના દરવાજામાં એક મોટર ઊભી હતી તે જોઈને મને આશ્ચર્ય થયું. બોર્ડિંગ પાસે થઈ આ મોટર હમેશાં જતી. આ ગાડી દેખાય કે અમારા માળી દાદા મંજરીનું પુરાણ શરૂ કરે. આ ગાડી મંજરીની છે તે ધ્યાનમાં આવતાં મારું મન ખંચકાયું.

એટલામાં મંજરીનો હાથ પોતાના હાથમાં લઈ અરુણ ઘરની બહાર આવ્યા. મને જોઈ તે અટક્યા પણ નહીં. મારી આનં-

દની વાત સાંભળી તે હસ્યા પણ નહીં. 'અરુણ, અરુણ! તમે ક્યાં ચાલ્યા?' તેમને કેટલીય વાર પૂછ્યું તો પણ તેમણે મારા તરફ જોયું પણ નહીં.

મારા મનમાં આવ્યું—કમળા ઘર બહાર જે ગયા તે અરુણ ન હતા. તે આબેહુબ અરુણ જેવું દેખાતું કોઈ એક પથ્થરનું પૂતળું હતું.

મોટર ઊભી હતી તે જગ્યાએ માટીમાં મને અરુણનું પગલું પણ હાથમાં ન આવ્યું. ત્યારે મારું વ્યાકુળ થયેલું મન બોલ્યું,

'અરુણ! તમારા પગની ધૂળ પણ મને ન મળે? એવી શું ઉષા અભાગી છે?'

તેમનાં પગલાં ગોતતાં-ગોતતાં મારા જમણા પગની આંગળી તરફ મારું ધ્યાન ગયું. આંગળી સૂઝેલી હતી. ઉપર ધૂળ ચોંટી હોવા છતાં તેમાંથી લોહી વહેતું હતું. તે લોહી લૂછવા મેં હાથ નીચે કર્યો પણ વિચાર આવ્યો—આ લોહી લૂછીને શું કરવું છે! મારા હૃદયમાં થયેલા જખમનું લોહી કોણ લૂછવાનું છે?

અરુણ?

છટ!

ઉષા ગરીબ છે. મંજરી શ્રીમંત છે.

હવેથી અરુણ ઉષાના નથી.

× × ×

અંધારું થતાં હું બોર્ડિંગમાં આવી. પગની આંગળી સારી પેઠે સૂઝી ગઈ હોવાથી મારાથી રસ્તે ઝડપથી ચલાતું ન હતું. રસ્તામાં

મંજરીની મોટર જેવી એક મોટર મારી પાસે થઈને ગઈ. થોડે આગળ જઈ તે ઊભી રહી. તે મોટરમાં અરુણ હશે એવી આશાએ હું તેની પાછળ ગઈ. એ મોટર કોઈ દાક્તરની હતી.

અરુણને અંગે ઉપજેલો ક્રોધ અને તેમ છતાં તેના પ્રત્યેની મારી માયા અને કાળજીની કાતર વચ્ચે મારો જીવ કળીએ કપાતો હતો.

બોર્ડિંગના રસ્તામાં એક રામમંદિર હતું. અંદર જઈને મેં દેવ સામે માથું નમાવ્યું અને નાના છોકરાની જેમ હું રડવા લાગી.

કોઈ મારા આંસુ લૂછે છે તેવો મને ભાસ થયો. મેં માથું ઊંચું કરી જોયું. સામે ઊભેલાં સીતા માએ એ લૂછ્યાં હોવાં જોઈએ. મેં ભક્તિભાવથી તેમને નમસ્કાર કર્યા. તે મારા કાનમાં બોલ્યાં,

'ઉષા ! સ્ત્રીનો પ્રેમ પુરુષની શક્તિ કરતાં મોટો હોય છે તે ભૂલતી નહીં.'

બોર્ડિંગમાં મોડી પહોંચી એટલે બાઈએ મને ભૂખ્યા રહેવાની શિક્ષા ફરમાવી. ગીરાં અને અનિલ જમીને મારી ઓરડીમાં આવ્યાં. તે બેય ચોરની માફક મારા તરફ જોતાં હતાં. ઉષાબહેન ભૂખ્યાં હોવા છતાં પોતે જમ્યાં તેથી તેમને ખોટું લાગ્યું હોવું જોઈએ. જ્યારે તે બેયને મેં મારી પાસે લીધાં ત્યારે બંને જણે બટાટાનાં પતીકાં મારી સામે ધર્યાં. ઉષાબહેન માટે બેય જણાંએ ખાવાની પતરાળી ઉપરથી આ ચોરી કરી હતી.

વિદુરની ભાજી અને શબરીનાં બોર મને યાદ આવ્યાં. 'જગતમાં પ્રેમ એ સૌથી મોટી શક્તિ છે' એ સીતાનાં ઉદ્દગારો સાચા હતા.

છોકરાંઓને ખોટું ન લાગે માટે મેં તે ખાધાં—ખાધાં કરતાં ગમે તેમ કરીને પાણી સાથે ગળ્યાં એમ કહું તે વધુ સાચું છે.

આ કામ પત્યું એટલે અનિલ બોલ્યો,

'ઉષાબ્હેન! હજી થોડા વધારે લાવવા જોઇતા હતા, નહીં?'

તેને નજદીક ખેંચી મેં કહ્યું,

'મને તો ભૂખ જ ન હતી.'

મીરાં બોલી,

'જાઓ, તમે તો ખોટું બોલો છો.'

'છટ, અરુણ પાસ થયા એટલે પરીક્ષાના પેંડા મેં એટલા તો ખાધા કે—'

કાલે સવારે અરુણ કાકા અમારા બંને માટે પેંડા લઇ આવશે એ વિચારમાં છોકરાં સૂઇ ગયાં.

તેઓ સૂતાં અને મારી આંખમાંના પાણીનાં બંધ તૂટ્યા. જે દિવસે અરુણ પાસ થયા તે દિવસે જીભ ઉપર પેંડાનું ગળપણ હોવું જોઇતું હતું, તે વખતે ભૂખી રહી હું સુકાયેલા ગળે તેમના ફોટા સામે જોતી બેઠી હતી.

દશના ટકોરા પડવા લાગ્યા. આંખમાં પાણી લાવી હું ફોટામાંના અરુણને જોતી બેઠી. મેં કહ્યું,

'અરુણ! તમે ગમે ત્યાં હો તો પણ આ ક્ષણ મારી છે. દશને ટકોરે દરરોજ એક ક્ષણ મને યાદ કરશો એ શું ભૂલી ગયા તમે?'

સાંજે પોસ્ટ—ઑફીસમાં ગઇ એટલે ફૂલ લાવવાનું ભૂલી ગઇ.

પણ અરુણની આજની પૂજા માટે ફૂલોની કાંઇ જરૂર ન હતી. ઉષાની આંખમાંના આંસુએ અરુણની મૂર્તિનો અભિષેક કર્યો.

× × ×

બીજે દિવસે સવારે મારા પગની આંગળી ખૂબ સૂઝી ગઇ. મને સીધું-પાધરું ચાલતાં પણ ફાવતું નહોતું, તો અરુણનો પત્તો લગાડવાનું તો ક્યાંથી બને ?

બેય છોકરાંઓ તો કાકાનું નામ ગોખતાં બેઠાં હતાં. એ તો મેં જ્યારે કહ્યું કે એકદમ કામ નીકળવાથી અરુણ બહારગામ ગયા છે ત્યારે તે શાન્ત થયાં.

પણ મને કોણ સમજાવે ?

રવિવારે છોકરાંઓને રમતમાં વળગાડી અરુણની ભાળ કાઢવા હું ઘેર પહોંચી.

જ્યારે કિરીટને અરુણની ખબર પૂછી ત્યારે તે કહે, 'કેર ઑફ મિસ મંજરી.'

ધનસુખરામને પૂછવા ગઇ તો તે મારા ઉપર જ ઊકળ્યા. મેં કહ્યું,

'એ કાંઇ કરી તો નહીં બેસે?'

ત્યારે તે બોલ્યા,

'હવે કરવાનું બાકી શું છે? પેલી રંગીલીછબીલી તો છે તેની સાથે.'

સગા ભાઇના આ શબ્દો સાંભળી મારી આંખો આંસુથી ઊભરાઇ ગઇ.

## ✤ અગીઆરમું ✤

અંજરીનો બંગલો ગામની બહાર છે એમ એક–બેવાર માગી બોલતો હતો. પણ બંગલો મળે તો પણ અંદર ઘુસવા કોણ દેશે એ એક વિકટ પ્રશ્ન મારી સામે હતો.

હું બોર્ડિંગ તરફ હળવે હળવે આવતી હતી. રસ્તાની એક બાજુ ખૂબ ગીરદી જામી હતી. એ ભીડમાંથી એક વિકટોરિયા માંડ માંડ નીકળી મારી પાસેથી ચાલી ગઇ. મેં તે ગાડી તરફ સહેજ જોયું. અંદર નીલમ બેઠી હતી. તેની પાસે એક પુરુષ તેનો હાથ પોતાના હાથમાં લઇ બેઠો હતો અને તેને કંઇક કહેતો હતો. તે ધનસુખરામ પાસે આવતો વિહારી હોવો જોઇએ એમ મને લાગ્યું. આ દૃશ્ય જોઈ મને ઘણું ખરાબ લાગ્યું.

ભીડ ટાળવા માટે આ રસ્તો છોડી કોઇ બીજા રસ્તે જાઉં એમ મને થયું. પણ મારા પગ એ ભીડ તરફ વળ્યા.

શું છે તે જોવા હું ઊભી રહી. જોઇને આવતાં માણસો એક-બીજા સાથે વાતો કરતા—

'ભાઇ! આ તો નટીનો પ્રેમ છે. કોઇ દિવસ મોટર અને કોઇ દિવસ ગટર.'

'આ તો તુલસી કયારામાં ભાંગ ઊગે એવું થયું.'

'આ વીમા–એજન્ટે પોતાનો વીમો ઊતાર્યો છે કે નહીં ?'

મારા હાથ–પગ થથરવા લાગ્યા. આ બધા લોકો અરુણ વિષે તો નહીં બોલતા હોય ?

હું ભીડમાંથી દોડતી આગળ આવી.

રસ્તાની બાજુએ અરુણ બેશુદ્ધ પડયા હતા. તેમનો તે દેખાવ—એ દેવની છિન્નભિન્ન થયેલી મૂર્તિ જેવો લાગતો હતો.

મેં પાસે જઇ તેમનું માથું મારા ખોળામાં લીધું. એક પુખ્ત ઉમરના પુરુષે મને પૂછ્યું,

'બહેન, આ તમારો ભાઇ લાગે છે ?'

ડોકું હલાવી મેં ના પાડી ત્યારે તેણે કેવું વિચિત્ર મોં કર્યું' !

હું વારંવાર બૂમ મારવા લાગી,

'અરુણ, અરુણ !'

અરધી આંખ ઉઘાડી તે બોલ્યા,

'મંજરી, તું—તું મેનકા છે અને હું છું વિશ્વા–મિ–ત્ર.'

બધા ટોળે મળેલા લોકો મોટે અવાજે હસવા લાગ્યા.

પોતાનું માથું કોના ખોળા પર છે તે જોવા તેમણે મોં ઊંચું કર્યું.

'કોણ, ઉષા ?'

આ તેમના બે શબ્દોએ મારા મનનો કેટલો ભાર ઓછો કર્યો !

હજી પણ અરુણ ઉષાને ભૂલ્યા ન હતા.

× × ×

તેમનો હાથ લઇ હું તેમને ભીડમાંથી બહાર લઇ ગઇ. લોકો શું કહેશે તેનું મને ભાન ન હતું—પરવા પણ ન હતી. લોકોનું મારે શું કામ છે? ઉષાના જગતમાં અરુણ સિવાય બીજા કોઇને સ્થાન નથી.

ભાનમાં આવતાં અરુણ ચાલવા લાગ્યા. તેમની પાછળ હું પણ ચાલવા લાગી. વચ્ચે તે પાછા વળી સખ્તાઇથી બોલ્યા,

'ઉષા ! જલદી પાછી જા.'

ગભરાયેલા મનને હું સાન્ત્વન આપતી હતી, 'ખરો પ્રેમ એ ખાતીનું ચિહ્ન છે.'

લગભગ બે માઇલ અમે ચાલ્યાં. છેવટે અરુણ એક બંગલામાં ઘૂસ્યા. તેમની પાછળ-પાછળ હું ગઈ. તેમની સાથે આવી હોવાથી દરવાજાના પહેરેગીરે મને અટકાવી નહીં.

દાદરો ચઢતાં-ચઢતાં અરુણ પાછા મને ફરી ખૂબ જોરથી ધકેલતા બોલ્યા,

'ચાલ, અહીંથી ચાલતી થા.'

અડબડિયાં આવતાં જો મેં કઠેડો ન ઝાલ્યો હોત તો ગબડતી-ગબડતી ઠેઠ છેલ્લે પગથીએ પહોંચી જાત. મન સાબૂત રાખી હું અરુણ પાસે ગઈ અને મૃદુતાથી 'અરુણ, અરુણ' એમ મેં બૂમ મારી.

તેમની આંખમાંથી ત્રણ-ચાર આંસુ સરી પડયાં પણ જ્યારે તે બોલવા લાગ્યા ત્યારે આ આંસુ કરતાં તે વધારે ખરાબ લાગ્યા. મારા બે ખભા પકડી મને દૂર હડસેલતા તે બોલ્યા,

'તારો અરુણ અહીં નથી. તે મરી ગયો. તેનું ખૂન થયું. તેના ભાઇએ, તેની પત્નીએ, તેના આખા ઘરે તેનું ગળું દાબી—'

મારાથી આ શબ્દો ન સંભળાયા. મેં તેમના મોં ઉપર મારો હાથ મૂક્યો. ઝટકાથી એ ખસેડી એક વિચિત્ર હાસ્ય કરી અરુણ બોલ્યા,

'ઉષા! તારી પાસે અરુણનું ભૂત ઊભું છે. આ ભૂતના પડછાયાથી દૂર રહેજે. ચાલ, જા, જાય છે કે નહીં અહીંથી ?'

હું હાલતી નથી એમ જોઇ તે બોલ્યા,

'ન જતી. હું જ અહીંથી ભૂસકો મારું છું. તે ગેલેરીમાં દોડતા ગયા ત્યારે મારું તો હૈયું જ બેસી ગયું. તેમના કરતાં હું વધુ ઝડપથી દોડી; મેં તેમનો હાથ પકડયો.'

મારે ફરી અહીં પગ મૂકવો નહીં, એ પ્રમાણે જ્યારે મારી પાસે કબૂલ કરાવ્યું ત્યારે જ ગેલેરીના કઠેડા પરથી તે પાછા ફર્યા.

અંધારામાં રડતી, કુટાતી હું જતી હતી. મારા મનમાં ખાત્રી હતી, અરુણ પણ આ વખતે આમ જ આંસુ સારતા હશે. તેમને ઉષાને હાંકી કાઢવી હતી, તે ઉષાના સુખ માટે. તેમની સાથે સંબંધ હોવાથી મને કલંક ન લાગે તેટલા માટે.

મારું મન પોકારતું હતું,

'અરુણ! ઉષાના સુખ માટે તમે તેને હાંકી કાઢી પણ સુખ બે માણસના જગતમાં હોય છે. એક માણસના જગતમાં તે રહી શકતું નથી.'

હું બોર્ડિંગમાં આવી. ખૂબ મોડું થઇ ગયું હતું. શ્રીગૃહપતિએ મને ખાવા ન આપ્યું અને છેવટની વખતે કહ્યું,

'ફરી આવી ભૂલ કરી તો બોર્ડિંગમાંથી રજા મળશે.'

× × ×

દરરોજ રાતના દશ વાગતાં મારું મન રડવા માંડે. અરુણની ધમકીથી તેને વચન આપવું જોઈતું નહોતું. તે અગાસીમાંથી નીચે કૂદી પડશે તે ભયથી 'હું ત્યાં ફરી નહીં આવું' એવી કબૂલાત આપી મેં બહુ ખોટું કર્યું'—

એ મારી મોટી ભૂલ હતી. ફાટેલા પતંગને દોરી સંભાળી શકે છે, પણ જો દોરી જ તૂટે તો સારા પતંગના પણ ચીંથરાં થતાં વાર લાગતી નથી. તે દિવસે જો અરુણને હું બાઝી પડી હોત અને કહ્યું હોત કે 'અગાસી પરથી ભુસકો મારવો છે ને ? તો ચાલો આપણે બંને મારીએ.' આમ હું બોલી હોત તો ? બે માણસોનું સુખ સાથે જીવવામાં છે તેમ સાથે મરવામાં પણ હોઇ શકે.

પણ તે વખતે મને આ ખ્યાલ ન આવ્યો. મંજરીના ઘરમાં એકલા અરુણને મૂકી હું ઘેર આવી.

તાવની માફક માણસ દુઃખથી પણ બેશુદ્ધ થાય છે. તાવથી માણસ બેશુદ્ધ થાય તો તેની પાસે ચોવીસે કલાક આપણે સચેત અને જાગરૂક બની બેસીએ છીએ. આપણે જરાવાર પણ ખસતા નથી.

અરુણ હમણાં મનના તાવથી ભાન ભૂલ્યા છે. આવે વખતે ઉષાએ તેમનાથી એક ક્ષણ પણ દૂર ન જવું જોઇએ.

કલાકેકલાકે મને આ વિચાર આવતો હતો. પણ—

× × ×

શનિવારે સવારે 'મેનકા' ચિત્રની જાહેરખબર બોર્ડિંગ પાસેથી નીકળી. જાહેરાતનાં મોટમોટાં પોસ્ટરો પર મેં જોયું. દરેક પોસ્ટરમાં મેનકા પોતાના રૂપથી વિશ્વામિત્રને મોહમાં વશ કરતી હતી.

મને પુરાણની આ કથા યાદ આવી. મેનકાની સૌંદર્ય–આગમાં વિશ્વામિત્રની તપશ્ચર્યા બળી ગઇ.

આ બોલપટમાં મેનકાનું કામ મંજરી કરતી હતી—આ મંજરીને ઘેર મારા અરુણ ભટકાતા હતા. તેને ઘેર જઇને તે દારૂ પીવા લાગ્યા હતા. આ વંતરી મંજરી—

ભગવાન્ ! મારા અરુણની તપશ્ચર્યા—

આખો દિવસ હું પાણીમાંથી બહાર કાઢેલી માછલી માફક તડફડતી રહી. અરુણની માળાના 'શું કરું શું કરું' એ મણકા ફેરવતી હું બેઠી હતી.

રાત થઇ. બહારનો અંધકાર જોઇ મને થયું—અરુણ દુઃખના અંધકારમાં ગમે ત્યાં અથડાય છે. તે ક્યારે ખાડામાં ગબડી પડશે તેની ખબર નથી. તેમનો હાથ પકડી તેમને રસ્તા પર લાવવાની જરૂર નથી ? કહેવાય છે કે 'પ્રીતિના પ્રકાશ આગળ કોઇ પણ અંધારું ટકી શકતું નથી.' તો—

બહાર દસના ટકોરા પડવા લાગ્યા. અરુણના ફોટા સામે મેં જોયું.

મારું મન મને કહેવા લાગ્યું, એ મંજરીના બંગલામાં તેની પાસે બેઠા હોય, તેમના હાથમાં દારૂનો પ્યાલો હોય તો પણ તે બધું ભૂલી મને આ પળે યાદ કર્યા સિવાય રહેશે નહીં.

અરુણ—

હું આંખો મીંચી તેમની મૂર્તિ—મારા દેવની મૂર્તિનું ચિંતન કરવા લાગી. અરુણ—

મને ચોખ્ખી બૂમ સંભળાઇ, 'ઉષા, ઓ ઉષા !'

મેં આંખો ઉઘાડી બિલ્ડિંગ બહારના રસ્તા પર જોયું. અરુણ મને બોલાવતા તો નહીં હોય ?

ટેબલ પરનો તેમનો ફોટો જાણે બોલી ઊઠ્યો,

'ઉષા ! મેં તને કેટલી બોલાવી પણ તું હજી અહીંયાં ?'

## ✤ અગીઆરમું ✤

ખરેખર મંજરીના બંગલામાંથી અરુણ મને બૂમ મારી સંભારતા હોવા જોઇએ.

કહે છે ને કે કેટલાક માણસો ઊંઘમાં ચાલે છે? પ્રેમના ઘેનમાં હું મુઠ્ઠીઓ વાળી દોડવા લાગી.

બોર્ડિંગની તારવાળી વાડમાંથી નીકળતાં ઉતાવળમાં મારા સાડલાનો છેડો એક વારમાં ગુંચવાયો. ઉતાવળમાં અને ઉતાવળમાં ખેંચાખેંચ કરતાં તે ફાટયો. મારા મને નિરધાર કર્યો કે અરુણ મારા આ સાડલા જેવા હાલ કરે તો પણ મારે તેમને છોડવા નહીં.

હું અંધારામાં દોડતી હતી. કાંટા, પથરા, સાપ, વીંછી, ભૂત, પ્રેત મને કશાની બીક ન હતી.

મારો રસ્તો તો હું નથી ભૂલી તે જોવા વચ્ચે હું એક-બે વાર થોભી ગઇ. પણ એ વિલંબ પણ મને ન રુચ્યો. મને ઓટમાંથી બચાવી ઘેર લાવ્યા પછી અરુણે 'પ્રેમળ જ્યોતિ તારો' ભજન સમજાવ્યું-સંભળાવ્યું હતું તે યાદ આવ્યું. તે જ રઘુવીર મારો જીવનપંથ ઉજાળશે—હું આગળ દોડી.

મંજરીનો બંગલો પાસે આવતો જતો હતો.

હું ગીચ ઝાડીમાંથી પસાર થતી હતી. એકદમ મારા પગમાં કાંઇ ખૂચ્યું. પગ કપાયો હોય એમ લાગ્યું. એ કાચનો ટુકડો તો નહીં હોય? તે પગમાં જતાં મારા મુખમાંથી દુઃખનો એક ચિત્કાર નીકળ્યો. પણ તે 'ઓ બા!' ન હતો—પણ હતો, 'ઓ અરુણ!'

× × ×

# ૧૨
## મંજરી

'અરુણ!' મેં બૂમ મારી.

કોચ ઉપર ખૂબ ઢીંચી તે પડયો હતો. તેણે ઊંચું જોયું.

મેં પૂછ્યું, 'હમણાં બંદૂકનો જે અવાજ થયો તે સાંભળ્યો?'

'હા, કોણે ગોળી છોડી?'

'મેં.'

'કોના ઉપર?'

'ટૉમી ઉપર.'

મારો હાથ અરુણને બતાવતી હું બોલી, 'જુઓ તો, પીટિયાએ હમણાં કેટલો મોટો ઉઝરડો ભર્યો?'

ટૉમી મારો કેટલો માનીતો હતો તે અરુણને ખબર હતી. મને લાગ્યું—મેં ટૉમીને મારી નાખ્યો તે સાંભળી તે ગભરાઇ જશે.

પણ તે તો અત્યંત સ્વસ્થતાથી બોલ્યો.

'ટૉમીને માર્યો! છૂટયો બીચારો. કોઇ કોઇ વખત તો જીવવા કરતાં મરવામાં જ વધારે આનંદ છે.'

હજી હું અરુણને જીતી શકી નહીં. મને મારી જાત ઉપર ગુસ્સો ચડયો.

× × ×

'અરુણના જીવનમાં મંજરીને સ્થાન નથી,' તેનું આ વાક્ય જે વખતે મેં વાંચ્યું ત્યારે મારી હિંસકવૃત્તિ પૂરેપૂરી જાગૃત થઇ. પોતાના જીવનમાં મંજરીને જગ્યા કરી આપવા માટે મોટા-મોટા લોકોએ દેવોની મૂર્તિઓને ફેંકી દઇ ખાલી મંદિરો મંજરીને ચરણે ધર્યાં હતાં. પોતાની પત્નીઓને નોકરડીઓ તરીકે ગણી, તેમના આલીશાન પલંગો મંજરીને સ્વાધીન કર્યા હતા, છૈયાં-છોકરાંઓને ભૂખે મારી મંજરી માટે પાંચ પકવાન્નોનું નૈવેદ્ય ધર્યું હતું! અને આ ભામટો અરુણ અભિમાનથી મને આવો ઉપદેશ આપે કે 'મારા જીવનમાં મંજરીને સ્થાન નથી'?

આ શબ્દો મગજમાં ઊતર્યા તે વખતે મેં પ્રતિજ્ઞા કરી કે મારા પગ પાસે તેને રોળાવું તો જ હું મંજરી.

'અરુણના જીવનમાં મંજરીને સ્થાન નથી.' અરે! સ્થાન નથી શું? સ્થાન કરી આપવું પડશે, એવો ઉત્તર મારી જીભ ઉપર રમી રહ્યો હતો.

પેલા ગાડિયા કિરીટને ઘેર બોલાવ્યો. તે તો મંજરી પાસે બેસી ચા પીવા મળશે એમ ધારી હું કહું તે કરવા તૈયાર થયો.

કોઇને પણ કહ્યા વિના તેણે મને અરુણની રૂમમાં લઇ જઇ બેસાડી અને અરુણ અંદર પેસતાં જ બધાને બોલાવી લાવ્યો.

હું દાવ જીતી. પતિપત્ની વચ્ચે પ્રેમ ન હોવાથી અરુણના પલંગ ઉપર મંજરી દેખાશે એટલે મોટો ભડકો થશે એવી મારી કલ્પના સાચી ઠરી. અધૂરામાં પૂરું ઘરમાં દસ-વીસ શિષ્ટ માણસો ભેગા થયા હતા. આવે પ્રસંગે પોતાનું શીલ અને ચારિત્ર્ય દેખાડવાની આ લોકોને હોંશ હોય છે. આથી તો બળતામાં ઘી હોમાયું.

અરુણુ સાથેસાથ ગભરાઈ ઊઠયો. તરફડતો તે મારો હાથ લઈ ઘરની બહાર આવ્યો.

વાઘ કબજે થયો હોય એમ મને લાગ્યું. પણ વાઘ પાંજરામાં પુરાય તો પણ તે તેનો સ્વભાવ કાંઈ બદલે ?

ઘેર આવતાં મેં તેને દારૂનો પ્યાલો આપ્યો.

'આ સુખ આપનારું ત્રીજું ઔષધ.'

તે હસીને બોલ્યો,

'એક પ્યાલાથી શું થવાનું છે ?'

એકાદ અવ્વલ નંબરના દારૂડિયાની માફક તેણે પીવાની શરૂઆત કરી.

મેં તેને કહ્યું,

'પીવામાં પણ મર્યાદા હોવી જોઈએ.'

તે કેવું વિચિત્ર બોલ્યો,

'જીવતું મન મર્યાદા જાણતું નથી.'

બે દિવસમાં તો તે ઠેઠ પહોંચ્યો. તે આમ પીએ તેની મને બીક લાગવા માંડી.

'દારૂના ટીપાને ન અડનારા તમે—'

મને આગળ બોલતાં અટકાવી તે બોલ્યો,

'દારૂના ટીપાને ન અડવામાં સુખ છે એમ મને લાગતું હતું. પણ તે ત્યાં મળ્યું નહીં. હવે દારૂના પીપમાં તે મળે છે કે નહીં તે મારે જોવું છે. મારા અંતરમાં લાગેલી આગ બુઝાય નહીં ત્યાં સુધી હું પીધા કરવાનો છું.

તેમના આવા શબ્દો સાંભળું એટલે મારું મન દબાઇ જાય. દારૂની ધૂનમાં પણ તેનું મન મક્કમ હતું. રાતે બાર વાગતાં દીવા ઉપર ઝપાટ નાખી બળી જતાં એક પતંગિયાં સામે આંગળી કરી બોલ્યો,

'જીવે છે, હજી પતંગિયું જીવતું છે.'

દુઃખ ભૂલવા તે અથાગ પ્રયત્ન કરતો હતો. પણ આ પ્રયાસોમાં પણ તે મંજરીના પગ ચાટતો નહોતો થયો. પીને બેભાન થાય ત્યારે, 'એક હાથમાં દારૂની બાટલી અને બીજા હાથમાં તારો હાથ લઇ હું આખા ગામમાં ફરવાનો છું,' 'મંજરીથી દૂર રહેનારો અરુણ મરી પરવાર્યો.' એવું કંઇ તે બબડતો પણ જરાક શુદ્ધિમાં આવતાં જ તેનું લડાયક માનસ ફરી પ્રગટ થતું.

પોતે મંજરીના મિત્ર તરીકે તેના બંગલામાં રહે છે તે બતાવવા તેણે પોતાનાથી બનતું બધું કર્યું. મેં મનમાં નક્કી કર્યું, મારા ઉપર હુકમ ચલાવનાર આ મગરૂર માણસને સારી શિક્ષા કરવી જોઇએ. કોઇ કોઇ વાઘ જીવતા પકડાતા નથી એ વાત સાચી છે.

દારૂ વિના તેને જરા વાર ચાલતું ન હતું. એવી સ્થિતિમાં તેને રસ્તામાં નાખી દીધો હોય તો તેનું ખૂબ અપમાન થાય. એક દિવસ આમ તે ખૂબ પીને પડ્યો હતો ત્યારે મેં તેને મોટરમાં નાખી ગામમાં લઇ જઇ છોડી દીધો. સાંભળ્યું છે કે મહારાજા સાહેબ કેટલોય વખત સુધી ગટરમાં આળોટતા પડ્યા હતા.

અરુણ ગુસ્સામાં મારે બંગલે આવ્યો. કોઇ એક છોકરીએ તેને મારે ઘેર પહોંચતો કર્યો.

એ નક્કી હતું કે મને છોડીને દૂર જવાની શક્તિ તેનામાં ન હતી. પણ આ અપમાનથી તે નરમ ઘેંસ જેવો બનશે એ

મારી માન્યતા ઊંધી વળી. તે તો હવે મારા ઉપર પણ અધિકાર જમાવવા લાગ્યો. તેને મંજરીની બીક લાગે માટે મેં ટૉમીને હાર કર્યો, અને તે વાત તેને ખાસ કહી પણ તેની તેના પર કાંઇ અસર થઇ નહીં. હું સિંહનો શિકાર કરવા ગઇ અને તેના પંજાથી મારી ગરદન પર ઘા પડ્યા હોય તેવું થયું. આ પરાભવની વાત હું કેમે કરી ભૂલતી નહીં.

× × ×

છેવટે મને એક યુકિત સૂઝી. 'કાંટાથી જ કાંટો કાઢવો જોઇએ.' બીજી કોઇ વ્યકિત સાથે પ્રેમપ્રસંગ પાડી તેને હાથે અરુણુ જન્મભર ન ભૂલે તેવું અપમાન કરાવવું તે અસંભવિત નહોતું.

મને જોઇતો હતો તેવો પુરુષ મારી પાસે જાતે જ ચડી આવ્યો. 'મેનકા' ચિત્ર શરૂ થયું તે દિવસે અમારી મુલાકાત થઇ. સાડા છના શોમાં હું એકલી બૉક્સમાં બેઠી હતી. વિશ્રાંતિના વખતમાં અમારી કંપનીના મેનેજર એક રૂઆબદાર અંગ્રેજી સૂટમાં સુશોભિત યુવાનને લઇને મારી પાસે આવ્યા. તે યુવાને સુંદર અંગ્રેજીમાં મારું અભિનંદન કર્યું.

તેનું નામ હતું બિહારી. તે પાંચસાત વર્ષ અમેરિકા રહી આવ્યો હતો. બાકીના શોમાં તો તેણે હોલીવૂડની કેટલી વાતો મને કહી!

મારા જેવી નટીએ દરિદ્રી દેશમાં કેરિયર ગુમાવવા કરતાં અમેરિકા જવું એવી તેણે ભારપૂર્વક સૂચના કરી. અંગ્રેજી ઉચ્ચાર, સિનેમા ટેકનીક, નૃત્યકલા, એ બધું મને શીખવવા તે એક પગે તૈયાર થયો. જલદી અમેરિકા પાછા જવાનો તેનો કાર્યક્રમ હતો. તેની સાથે હું પણ જાઉં એમ મને થયું. ત્યાં આ અરુણુ કરતાં હજાર ગણા મોટા માણસો મારી પાછળ ગાંડા બનવાનો સંભવ હતો.

વિહારીએ કહ્યું,

'હોલીવૂડમાં નટીની બરદાશ રાણી કરતાં પણ વધારે થાય છે.'

ત્યાંનું ચિત્ર વારંવાર મારી નજર સામે આવવા લાગ્યું.

'મેનકા' પૂરું થયું, અને વિહારી સાથે હું બંગલે આવી. આ હરીફને જોઇ અરુણનું મોં કેવું પડી જશે એ વિચારે મને ઘણી ગલીપચી થવા લાગી.

મારો નવો ભક્ત વિહારી તો મારી પ્રશંસામાંથી ઊંચો આવતો ન હતો.

' તારા જેવી અપ્સરાને અમેરિકામાં જન્મ આપવાને બદલે આ દરિદ્રી દેશમાં નાખનારો બ્રહ્મા મહા મૂર્ખ હોવો જોઇએ. તારું મેનકાનું કામ કેટલું, કેટલું સુંદર છે! પણ આ જંગલી દેશમાં કાંઇ થવાનું નથી. મંજરીદેવી! હવે તો બસ એકજ વાત. ચાલો અમેરિકા. ચાલો જઇએ, હોલીવુડ, હોલીવુડ, હોલીવુડ!'

વાતો કરતાંકરતાં અમે દીવાનખાનામાં આવ્યાં. વિહારીનું ધ્યાન ટેબલપર પડેલી એક બાટલી અને પ્યાલા પર પડ્યું. તે હસતાંહસતાં બોલ્યો,

' અહીં તારા નોકરચાકર પણ ખૂબ શોખીન દેખાય છે!'

અરુણને ચીડવવાની આ સોનેરી તક હતી. મેં હસીને જવાબ આપ્યો,

' આ કાંઇ નોકરચાકરનું કામ નથી.'

' ત્યારે?'

' એક કૂતરાનું.'

'કૂતરાનું!' ત્યારે તો આવો દારૂડિયો કૂતરો ચોક્કસ જોવો જોઈએ.

મેં અરુણ તરફ આંગળી કરી. તે શુદ્ધિમાં હતો. તે ઝડપથી અમારી તરફ આવ્યો અને દમામમાં બોલ્યો,

'હું કૂતરો નથી, મંજરીનો હું મિત્ર છું.'

વેર લેવાની આવી તક કોણ વેડફી નાખે?

મેં કહ્યું,

'ગટરમાં આળોટતા માણસો સાથે મંજરી મૈત્રી રાખતી નથી.'

અરુણે વિહારીને બરાબર ધારીને જોયો. પછી એ બોલ્યો,

'અમેરિકામાં તો જાણે ગટર જ નહીં હોય કેમ?'

તે વિહારીને ઓળખતો હોય એમ લાગ્યું.

વિહારીએ તેને ટોણો માર્યો,

'ઓ! ગટરશાસ્ત્રવિશારદ! પોતાની બૈરીને સંભાળવી છોડી—'

અરુણ વિહારી ઉપર વાઘની જેમ ધસી ગયો. એ તો સારું થયું કે બે કે ત્રણ નોકરોએ આવી તેને અટકાવ્યો; નહીંતર—

હું હસીને મનમાં બોલી,

'બૈરીની બાબતમાં આવો ગુસ્સો સાધારણ રીતે ઘણાને આવે છે. આ કુલીન સ્ત્રીઓની વારે ઘડીયે શું ભાંજગડ હોય છે તે તેમને જ ખબર.'

પછી મેં મારા નોકરોને હુકમ કર્યો,

'એને ઘરની બહાર કાઢી મૂકો.'

મારા આ શબ્દોથી તેનો બધો કેફ ઊતરશે અને હું ક્યાં જાઉં એમ દયામણા મોંએ કહેશે, ને મારા પગ પાસે રડી પડશે એવો મારો ખ્યાલ હતો. પણ ચીડાયેલા કૂતરાની જેમ મારા શરીર તરફ ધસી આવી તે બોલ્યો,

'તને શું એમ લાગે છે કે એક હાડકા માટે બે કૂતરા મારામારી કરશે?'

આ અપમાન સહન થવું અશક્ય હતું.

મંજરી અભિમાની હોય તો પણ તેને પૈસાનો મોહ નથી એ બતાવવા માટે અરુણની બેન્કબુક મેં તેના ઉપર ફેંકી. બાલારામને મેં હુકમ આપ્યો,

'આ જાનવરને બહાર કાઢ.'

નોકરોએ તેને મજબૂત રીતે પકડયો હતો. તેમના હાથમાંથી છૂટવા પ્રયત્ન કરતો તે બોલ્યો,

'પહેલાં આ નાગણના દાંત પાડું છું અને પછી—'

બધાએ મળી તેને બહાર કાઢયો. બાલારામે જઇ તેનો કોટ અને બાટલી આપી તેને વિદાય કર્યો.

મારું મન અત્યંત અસ્વસ્થ થયું. મારા ઠેઠ વિજયના વખતે તેણે 'નાગણ' કહી મારું અપમાન કર્યું હતું. આ અપમાનનું વેર—

તેનું વેર બરાબર લઇ શકાશે એમ વિહારીએ જ્યારે કહ્યું ત્યારે મને ઠીક લાગ્યું. તે ખૂબ હોંશિયાર દેખાતો હતો. પેલી નીલમની કાંઇક ભાંજગડની તેને ખબર હોવી જોઇએ એમ તેની કોઇ કોઇ વાત ઉપરથી જણાતું હતું.

પાશ્ચાત્ય નૃત્ય-કલાનો પહેલો પાઠ તે મને શીખવવા લાગ્યો. નૃત્ય શીખતાં મને ખૂબ આનંદ થયો. મારા મનને કાંઇ પણ નવીનતા જોઇતી હતી તે વિહારી પાસે સારા પ્રમાણમાં છે એમ લાગ્યું. દાદીનું પેલું વાક્ય મને યાદ આવ્યું,

'મંજરી! જીવન એ એક જુગાર છે.'

પેલા શેઠ અને રજવાડાઓનો મદ ઉતારવા મેં અરુણને પકડયો. તેના અભિમાનના પૂરેપૂરા ચૂરા કરવા વિહારીને પાસે રાખ્યો. ચાર મહિના પછી અમેરિકા જઇશ ત્યારે વિહારી પણ બાજુએ રહેશે અને બીજો—

જીવનનો જુગાર રમતાં અત્યાર સુધી મંજરીએ નાના-મોટા ખૂબ દાવો જીત્યા છે. હવે જિંદગીનો સૌથી મહત્ત્વનો દાવ જીતવાની મંજરીએ શરૂઆત કરી છે. અમેરિકા ગયા પછી મોટા-મોટા નટો અને મોટા-મોટા કારખાનાવાળાઓ મારી આસપાસ નાચશે એટલુંજ નહીં પણ હિંદુસ્તાનનો કોઇ બડો રાજવી પણ મારી પૂઠે લાગશે.

તે રાત્રે મને વારંવાર અમેરિકાનાં સ્વપ્નો આવવા લાગ્યાં.

વચ્ચે એક સ્વપ્નમાં અરુણ દેખાવા લાગ્યો. તેને ચિત્રપટનો નાયક કોણે કર્યો, કોને ખબર! ડાયરેક્ટરે મારા તરફ આંગળી કરી તેને કહ્યું,

' આ તમારી નાયિકા. '

તે બેપરવાઇથી પીઠ ફેરવી બોલ્યો,

'જે બાઇનું મેં પણ જોવું નથી તેને પોતાની નાયિકા કોણ બનાવે ?'

સ્વપ્નમાંથી હું જાગી. અરુણના સ્વપ્નના શબ્દો મને યાદ આવવા લાગ્યા. મને લાગ્યું કે, 'નાગણ, નાગણ' કહી તે મને ચીડવે છે.

તે અદૃશ્ય અરુણને મેં કડક શબ્દોમાં કહ્યું,

'નાગણ પોતાનો ડંખ કદી ભૂલતી નથી. આજે અગર કાલે આ નાગણ તને એવી તો કરડશે—'

× × ×

## ૧૩

## અરુણ

આ બાગમાં એક ગીચ ઝાડીમાં આવીને હું બેઠો. મારા મનમાં આવ્યું—કોઇ નાગણ સરકતી આવી મને કરડે તો કેવું સારું થાય ! તાજ ત્રણ કલાકથી અંતરમાં જે અતિશય ભયંકર દાવાનલ સળગ્યો છે તે કાંઈક શાંત થશે.

આ દાવાનલમાં કળીઓ બળતી હતી. પંખીઓના ઘુંડાઓની રાખ થતી હતી. મોટા મોટા ઝાડોની ડાળીઓ કડકડાટ કરતી તૂટી

પડતી હતી. દરેક મિનિટે પડતી એ ડાળીઓ મારા માથા ઉપર પ્રહારો કરે છે એમ મને લાગતું હતું.

મારું મન વિચિત્ર અસ્વસ્થતા અનુભવતું હતું. તેની આગળ દુનિયાની બધી ઘાતકી શિક્ષાઓ મને સૌમ્ય લાગતી હતી. ભીંતમાં જીવતા ચણી દેવા, જીવતા માણસના શરીરની ચામડી ઉતારવી, હાથીને પગે કચડવા, એ દરેક શિક્ષા ગુનેગારની વેદના થોડા વખતમાં હંમેશ માટે શાંત કરે છે.

છેલ્લા દોઢ-બે મહિનાથી હું આ વેદનાથી એકસરખો તળાતો તવાતો શેકાતો હતો. મંજરીના ઘરમાં પગ મૂકયા પછી આ યાતનાઓ ભૂલવા દારૂ પી મસ્ત બનવું એ માત્ર એકજ ઉપાય મારી પાસે બાકી રહ્યો હતો.

આવડી ક્રૂર શિક્ષા મને થાય તેવો મેં કયો ગુનો કર્યો હતો?

એક જ—

મારા ઘરને ચાહવાનો, મારા પોતાના માણસ ઉપર અંતરથી સ્નેહ કરવાનો. પ્રેમ કરવાની ઇચ્છા કરવી એ શું ગુનો છે?

હા, ઉત્કટ પ્રેમ કરવા જેટલો બીજો મોટો અપરાધ જગતમાં એકે નથી. આપણે આપણું સર્વસ્વ સમર્પીએ અને બીજાઓ તે કોડીની કિંમતે મૂલવે એ કરતાં વધુ દુઃખ દુનિયામાં બીજું એકે નથી.

મારા ઉપર જીવનારો કિરીટ મંજરીને મારી રૂમમાં લાવી બેસાડે, મારી જાત ઉપર નાચતાં પોતાની સમાજસેવાની હોંશ પૂરી કરનારા ધનસુખરામ મને વ્યભિચારી જાહેર કરે, મારી ભાવનાના ચૂરે-ચૂરા કરનારી નીલમ પોતાના અધિકારની પાયમાલી માટે બૂમાબૂમ કરી મૂકે—

ઓહ ! તે પ્રસંગ યાદ આવે છે કે મારી આજુબાજુ પથ્થરની ખાણ હોય અને દરેક સુરંગના ભડાકા સાથે એક એક તીક્ષ્ણ પથ્થર આકાશમાં ઊંચે સુધી ઊડી મારા માથા પર આવીને પટકાતો હોય એવો મને ખ્યાલ આવે છે. તે દિવસે સાંજે અરુણ ઘરની બહાર ન નીકળ્યો હોત તો બીજે દિવસે તેની રૂમમાં તેનું શબ લોકોને જોવા મળ્યું હોત.

પણ તે દિવસે ઘર બહાર આવીને અને તે પછી પણ મેં શું સુખ મેળવ્યું ?

તે વખતે મને લાગતું, મંજરી એ જીવતા વાઘને ચાહનારી એક વિચિત્ર સ્ત્રી છે. પણ મારો અનુભવ જુદું કહેતો હતો. તેને વાઘ જીવતો જોઈતો ન હતો. પોતાનું શિકારી કૌશલ્ય લોકોને દેખાડાય તેટલા માટે દીવાનખાનામાં પાથરવા માટે તેને મરેલા વાઘના ચામડાની જરૂર હતી.

અરુણનું જીવન આટલું નિર્જીવ નથી, ફક્ત પ્રદર્શન માટે નથી, એ જ્યારે તેણે જાણ્યું—અનુભવ્યું ત્યારે તેણે મને બંગલાની બહાર કાઢ્યો.

× × ×

ઝાડીના અંધારામાં આગિયા ચમકારા મારતા હતા. મારા મનમાં આવ્યું—જીવન દુઃખમય છે તે સમજ્યા છતાં માણસ જીવવા માટે કેટલાં વલખાં મારે છે ! પણ તેનું જીવતર એટલે આગિયાની માફક ઊડવું. આ બધા આગિયા પકડું, તેમને ચોળીને મારી નાખું અને પછી ઝાડીના એકાંતમાં મારું ગળું દાબી આપઘાત કરું એવો વિચાર મનમાં ફરકી ગયો.

અંદરથી કોઇ પૂછતું હતું—માણુસ જીવે છે શું કામ ?

સુખ માટે ? છટ ! સુખ એ પારસમણિ જેવું છે. તે જીવનમાં મળે છે—કવિની કલ્પનામાં, સાહિત્યની પરિભાષામાં.

માનવતા અને સુખ એ બેનો આ દુનિયામાં કાંઇ સંબંધ નથી. જો જગતમાં સુખી થવું હોય તો વાઘની જેમ બીજાનું લોહી પીવામાં આનંદ માનવો જોઇએ. જેને નીતિ, ત્યાગ, કર્તવ્ય, માણુસાઇ, પ્રામાણિકતા એ શબ્દો ભૂલતાં આવડતું નથી તે માણુસ આ જગતમાં સુખી થવા માટે નાલાયક ઠરે છે.

× × ×

મંજરીના બંગલામાંથી સંગીતના અસ્પષ્ટ સ્વર સંભળાતા હતા.

તે સ્વર સાંભળવાનું મારે માટે અસહ્ય થઇ પડયું પણુ બેઠો હતો ત્યાંથી ઊઠીને જવું પણુ કયાં ? નદીના ધરા સિવાય બીજે કયાંય જગ્યા ન હતી.

બાલારામે કોટની સાથે મને દારૂની બાટલી પણુ હાથમાં આપી હતી.

બૂચ ઉઘાડી બાટલી મેં મોઢે અડાડી. થોડો વખત મસ્ત થઇ સુખ અનુભવી પેલા નદીના ધરામાં જઇ કૂદી પડીશ એવો વિચાર મારા મનમાં આવ્યો.

મેં પાંચ–છ ઘૂંટડા ભર્યા ન ભર્યા ત્યાં દૂરથી ટકોરા સંભળાવા લાગ્યા. એક, બે, ત્રણુ.

છેવટના દસના ટકોરાએ મને ઉષા યાદ આવી !

મારી ઉષા !

આ વખતે ઉષા મને યાદ કરતી હશે. અત્યારની ક્ષણ તેની છે. અત્યારે અરુણની તે હકદાર છે. આ ક્ષણે અરુણ ઉષાનો છે. બોડિંગમાં તે મારા ફોટા પાસે ફૂલ મૂકતી હશે, તેની પૂજા પણ કરતી હશે.

અને તેનો આ દેવ અહીં મોઢે દારૂની બાટલી અડાડી—

મેં ફડાક કરીને હાથમાંથી બાટલી ફેંકી દીધી. તે તૂટી. તેના કાચ બધે વેરાયા.

હું બે ઢીંચણ વચ્ચે મારું માથું ઢાળી આક્રંદ કરવા લાગ્યો,

'ઉષા, ઉષા.'

આમ હું કેટલીવાર બેઠો કોને ખબર ?

એક ચીસ મારા કાન ઉપર પડી. હું ચકિત થયો. 'અરુણ, ઓ અરુણ' કરીને કોઈ બેસી ગયું.

તે ઉષા હતી.

× × ×

મારી બાટલીના રસ્તા પર પડેલા કાચનો એકાદ ટુકડો ઉષાના પગમાં વાગ્યો હોવો જોઈએ.

ઝાડીમાંથી બહાર આવી મેં તેને બેસાડી. ઝાંખા પ્રકાશમાં મારા હાથથી તેના પગમાંનો ટુકડો મેં સાવચેતીથી બહાર કાઢયો. ટુકડો કાઢતાં પગમાંથી ખૂબ લોહી વહેતું હોય એમ લાગ્યું. જખમ પર પાટો બાંધવા કોટમાંથી રૂમાલ કાઢી હું તે ફાડવા લાગ્યો.

મારો હાથ ઝાલી ઉષા બોલી,

'મારા છેડામાંથી ચીંદરડી ફાડો ને ? દોડતાં આવતાં એ ફાટયો જ છે.'

તેના પગે પાટો બાંધતાં-બાંધતાં મારું મન વિચારે ચડયું— આ ચસ્કેલી છોકરી મારા માટે બોર્ડિંગમાંથી દોડતી આવી. આ ધાંધલ-ધમાલમાં તેનો છેડો કશાકમાં ભેરવાઈ ફાટયો. કહેવાય છે ને કે, 'સ્ત્રીનું બધું પાવિત્ર્ય તેની સાડીના છેડામાં હોય છે?' મારે માટે ઉષા પોતાનો છેડો ફાટવા દે! શું થવા માંડ્યું છે આ?

તે પોતાનું જીવન વેડફી નાખે એટલી બધી આ દારૂડિયા અરુણની કિંમત છે ખરી? ભક્ત માટે દેવતાએ નરકમાં કૂદી પડવું?

પાટો બંધાયો એટલે મેં ઉષાને કહ્યું,

'જેવી આવી છે તેવી બોર્ડિંગમાં પાછી જા.'

'તમને અહીં મૂકીને? કદી નહીં.'

'આવી રીતે મધરાતે મારી સાથે તને કોઈ જોશે તો?'

'હું મધરાતે, રાત-બેરાત તમારી પાસે ભણતી ન હતી?'

'તે આનંદ દારૂડિયો ન હતો.'

મારા બંને હાથ પોતાના હાથમાં દબાવતી તે બોલી,

'આવું ગમે તેવું શું બોલો છો?'

'ગમે તેવું?'

મારું મોં હું તેના મોં પાસે લઈ ગયો. મોંમાંથી આવતી બદબો આવતાં તે પોતાનું મોં ફેરવી લેશે એવો મારો ખ્યાલ હતો. પણ તે બિલકુલ હાલી નહીં. જાણે તેના નાકને કાંઈ વાસ જ આવતી ન હોય એમ લાગ્યું.

ગમે તેમ કરી મારે તેને બોર્ડિંગમાં પાછી મોકલી આપવી હતી. હું છડેચોક નરકને રસ્તે દોડતો જતો હતો. આવી સ્થિતિમાં ઉષાનો

હાથ મારા હાથમાં રાખવાનો મને શો અધિકાર હતો? માણસ ગમે તેટલો પાપી હોય તો પણ જેના ઉપર પોતાનો પ્રેમ હોય તેણે પણ પોતાની સાથે નરકમાં આવવું એમ તેને લાગે ખરું?

ફરી ઉષાના મોં પાસે મોં લઈ જઈ ક્ષણવાર થોભી હું બોલ્યો,

'હવે તો ખાત્રી થઈને?'

તે હસતી, આનંદ પામતી બોલી,

'થઈ,—એક માણસ કેટલું ખોટું બોલે છે તેની પાકી ખાત્રી થઈ.'

હું ચકિત થઈ ગયો.

મેં પૂછ્યું,

'હું ખોટું બોલું છું? મારા મોંમાંથી દારૂની વાસ નથી આવતી?'

મારા બેય ખભા પર પોતાના હાથ મૂકી મારું મોં સૂંઘતી ઉષા બોલી,

'ના, ના, ના.'

આકાશમાં વીજળી ચમકવા લાગી હતી.

મારા બેય ખભા હલાવી સગદ્‌ગદ્ અવાજે પ્રેમથી ઉષા બોલી,

'અરુણ! તમે સ્વપ્નમાં છો. તમને બહુ ખરાબ સ્વપ્નું આવ્યું છે. જાગો, અરુણ! જાગો. આ ભયંકર સ્વપ્નામાંથી જલદી જાગો.'

હવે મારા હૃદયમાં વીજળી ચમકવા લાગી. અરધી ક્ષણમાં તો તેણે હૃદયનો ખૂણે ખૂણો અજવાળી નાખ્યો.

આપઘાત કરતી ઉષાને આજ શબ્દોથી મેં સાંત્વન આપ્યું હતું અને હવે તે એ જ શબ્દોથી મને ધીરજ આપતી હતી.

મંજરી સાથે હું ઘરની બહાર નીકળ્યો તે આત્મહત્યાનો એક પ્રકાર ન હતો? આખી જિંદગીમાં જેણે જીવનનું ઉદાત્તપણું જરા વાર પણ અનુભવ્યું નથી તેવી સુંદર સ્ત્રીના સહવાસમાં સુખ મેળવવાનો પ્રયાસ કરવો—દારૂના પ્યાલામાં પોતાના દુઃખો ડુબાડવા પ્રયાસ કરવો—આ આપઘાત કરવાનાં ચિત્રવિચિત્ર સ્વરૂપો નથી શું?

ઉષાનો હાથ હાથમાં લઇ હું ચાલવા લાગ્યો.

× × ×

અમે બે નદી પાસે આવી તેના કાંઠા ઉપર બેઠાં.

નીલમનો હાથ હાથમાં લઇ હું નદી પર આવ્યો ત્યારે આછી રૂપેરી ચાંદની હતી. સાપ દેખાવાનો ઢોંગ કરી મંજરી જ્યારે મને વળગી ત્યારે બરફના વરસાદ જેવી ચાંદની છવાઇ હતી. આજે તે જગ્યાએ ઉષા અંધારામાં મારી પાસે આવીને બેઠી હતી. પણ તે બેય ચાંદની રાતો કરતાં આ અંધારી રાત મને અતિ સુખદાયક લાગી.

મંજરી અને નીલમના લીધેલાં કે આપેલાં ચુંબનો કરતાં ઉષાનું અસ્તિત્વ માત્ર વધુ સંજીવની છાંટતું હતું.

મેં નદી તરફ જોયું—નીલમ અને મંજરીની સાથે હું નદી પર આવ્યો ત્યારે તેનો પ્રવાહ છીછરો હતો. જ્યાં ત્યાં રેતીના ઢગ દેખાતા હતા.

આજે તે નદી બંને કાંઠે ભરપૂર નાચતી–કૂદતી જતી હતી.

× × ×

સવારે ગામ જઇ ગરીબ–ગુરબાંની વસ્તીમાં ઉષાએ એક નાનકડું ઘર શોધી કાઢયું. એ ઘરમાં બે દિવસમાં તેણે આખો સંસાર

વસાવ્યો. બે દિવસ હું ઘરમાં પડી રહ્યો. પગમાં કાચ વાગેલો છતાં ઉષા વારે ઘડીએ અંદર બહાર પગ–તોડ કરતી હતી. બજારમાં જતી હતી. ઘર સજાવતી હતી.

મારું મન મને કહેતું, બે–ત્રણ મહિના પર આપઘાત કરવા નીકળેલી આ છોકરીને આટલી બધી શક્તિ કોણે આપી?

ક્રેઇનની મદદથી હાથી પણ સહેલાઇથી સ્ટીમર ઉપર ચડી શકે છે એવું મેં ક્યાંક વાંચ્યું હતું. મને લાગ્યું,

'પ્રીતિની શક્તિ પણ આટલી જ પ્રબળ છે.'

ત્રીજે દિવસે સવારે ઉષા ચા તૈયાર કરતી હતી. હું ઊઠયો અને તેની પાસે જઇ ઊભો રહ્યો. પડીકામાંની સાકર હમણાં જ ડબામાં ઠાલવી હતી. સાકર જે પડીકામાં આવી હતી તે કાગળ મેં અમસ્તે ઊંચક્યો. ગઇ કાલનું તે છાપું હતું. 'દારૂડિયા પાછળ ભાન ભૂલેલી એક વિધવા છોકરીની બોર્ડિંગમાંથી બરતરફી' આ મથાળા નીચે જે હેવાલ છપાયો હતો તે મેં ઉષાને ખૂબ ખુશ થઇ બતાવ્યો.

તે ખડખડાટ હસવા લાગી. તેને બધી ખબર હોય એમ લાગ્યું.

મેં કહ્યું,

'આમ હસે છે શું? બોર્ડિંગમાં મીરાં અને અનિલનું શું

તે બોલી,

'તેમના કરતાં તમે વધારે ફીકલા થતા જાઓ છો. ચા તૈયાર થઇ તો પણ તમે હજી કાંઇ દાતણ કર્યું નથી.'

ઉષા કહે છે તેમ હું જો ખરેખર નાનો હોત તો કેટલું સારું થાત? ઘરની યાદ આવતાં મનને ડંખતા વીંછી, સગાંવહાલાં તરફથી

અરુણ જીવતો છે કે મરેલો તેની જરા પણ ભાળ ન કઢાતાં મારા જીવને થયેલી સર્પદંશની વેદના, ઉષાના પ્રેમનું અપમાન થાય એવું કાંઇ ન કરવું એવો મક્કમ નિશ્ચય કર્યા છતાં મદ્યપાન માટે વ્યાકુળ થયેલ શરીરની અસીમ યાતના—હું નાનો હોત તો આમાંની એક પણ બાબતનો ત્રાસ મને ન થયો હોત.

ત્રીજે દિવસે સાંજે ઉષા બજારમાં ગઇ, મારા નવરા પડેલા મનમાં ભૂતાવળો જાગ્યાં. તે મને બહાર ખેંચી ગયાં અને હું એક બાટલી ખરીદી પાછો આવ્યો.

દરવાજો બંધ કરી હું બાટલી ફોડવા જતો હતો એટલામાં ઉષા ઘેર આવી. ચીડાયેલો ગભરાયેલો હું તે બાટલી ટ્રંકમાં છુપાવી આવ્યો.

ઉષા એક બંડલ ઊંચકી લાવી. સવારે ત્રણ–ચાર નવી સાડીઓ લાવવાનું મેં તેને કહ્યું હતું. ઉષા તે લઇ આવી હશે એમ મને લાગ્યું.

મેં કહ્યું,

'એકદમ છેલ્લી ફેશનની સાડીઓ છે ને?'

'હ" કહી તેણે બંડલ છોડયું. તેમાંથી તેણે એક પછી એક ફોટા કાઢી તે મારા ખંડમાં ટાંગવા માંડયા. તિલક, ગાંધીજી, જવાહર અને બાબુ ગનુના ફોટા ટીંગાડ્યા અને મારી તરફ જોઇ તે હસી.

મેં કહ્યું,

'તું તો ભારે લુચ્ચી છે.'

ઉષાએ જવાબ આપ્યો,

'ગુરુ પોતાની વિદ્યા ભૂલે તો પણ શિષ્યા કાંઇ ભૂલતી નથી. આ મોટા–મોટા માણસો શું કહે છે ખબર છે? જીવ સાટે જીવ આપવાનો હોય છે, માટી માટે નહીં.'

મારો હાથ તેના ગળા ઉપર રાખી તે દયામણી થઇ બોલી,

'પેલા ઝેરને અડવાનું નહીં હો!'

મેં ઉષાને વચન આપ્યું.

'તને કહ્યા વગર હું તેના એક ટીપાને પણ નહીં અડું.'

× × ×

પણ તે વચન અરુણે નહોતું આપ્યું. એક નિર્બળ માણસે—એક વ્યસની માણસે—આપ્યું હતું. ઉષા બધું ઘરનું કામ કરતી, બજારે જતી, રાંધતી. આમ આખો દિવસ તેને જરા પણ વિશ્રાંતિ ન મળતી અને હું આખો દિવસ પથારીમાં સૂઇ રહેતો. જાણે હમણાં એક મોટી માંદગીમાંથી ઊઠયો ન હોઉં?

આ વિશ્રાંતિનો ઉપયોગ કરવા જેટલું મારું મન સ્થિર થયું ન હતું. જ્યારે ઉષા કામમાં દટાયેલી રહેતી ત્યારે હું મારી ઓરડીમાં છાપાં વાંચતો. હાથમાંનાં છાપાં ઉપર દૃષ્ટિ એકાગ્ર થાય તો પણ મારું મન છાપાંના અક્ષરો વાંચવા તૈયાર ન હતું. તે હરહંમેશ બળતું રહેતું. બળતા મનમાં જૂની જૂની યાદગીરીઓના કોલસા વારંવાર સળગતા અને બુઝાતા અને પછી તે અગ્નિમાંથી કોઇ મને ખેંચી લઇ જતું હોય તેવો ભાસ થતો.

પાંચમા દિવસે સાંજે ઉષા હંમેશ પ્રમાણે બજારમાં ગઇ.

મનની વેદના અસહ્ય થતાં મેં ટ્રંકમાંથી પેલી બાટલી કાઢી, ફોડીને દારુ રેડયો ત્યાં તો—

ઉષા પાછી આવી. મને જોઇ તે જરા ડઘાઇ પણ તરત આગળ આવી ને બોલી,

'આ ઝેર પીવાનું નથી.' શાંતિથી તેણે બાટલીનો બૂચ બંધ કર્યો.

મેં કહ્યું,

'મારા કાળજામાં આગ લાગી છે. આ વિષ પીધા સિવાય મને કેફ ચડશે નહીં.'

'પણ કેફ એટલે શાંતિ નહીં!'

મેં કહ્યું,

'મારા જેવા માણસને મૃત્યુ સિવાય બીજું કોણ શાંતિ આપનાર છે?'

તે હસીને બોલી,

'પ્રેમ.'

હું ચીડાઈને બોલ્યો,

'પ્રેમ? ઘર ઉપરના મારા પ્રેમને લીધે તો મારો આ અધઃપાત થયો છે.'

તે શાંતિથી બોલી,

'તમારો તે પ્રેમ સંકુચિત હતો. આંધળો હતો.'

ઉષાના આ શબ્દોએ મને ચમકાવ્યો. મારા શબ્દોથી મંજરી ચકિત થતી. ઉષાના આ શબ્દોથી મારા મનની પણ તેવી જ સ્થિતિ થઈ.

ઉષામાં આમ બોલવાનું સામર્થ્ય ક્યાંથી આવ્યું તે કંઈ મારાથી પરખાયું નહીં.

બહાર કોઈ એક ભિખારી તુકારામનો અભંગ ગાતો હતો. અભંગનો ધ્વનિ હતો, 'તારો પ્રેમ સંકુચિત હતો, આંધળો હતો.

વિશ્વ એ માનવીનું ગૃહ છે. ગૃહ એ કાંઈ માનવીનું જગત નથી. તે તારો સ્નેહ આખા જગત ઉપર પ્રસાર.'

ઉષા ભિખારીને ભીખ આપવા બહાર ગઈ.

× × ×

ઉષાએ મારા મન ઉપર વિજય મેળવ્યો હતો પણ સામે પડેલા દારૂનો મોહ તેને મારા શરીરથી દૂર ફગાવી દેવા અસમર્થ નીવડયો.

ઉષા પાછી આવી ત્યારે મેં ચીડાઇને કહ્યું,

'ઉષા ! શબ્દની માયાજાળથી મનનો દાવાનળ હોલવાતો નથી.'

તરત બાટલીનો બૂચ ઉઘાડી હું પ્યાલામાં દારૂ રેડવા લાગ્યો. અરધો પ્યાલો ભર્યો. ઉષાએ એકદમ મારો હાથ પકડયો. તે હું ઝટકો મારી ખસેડી નાખવાને જતો હતો ત્યાં તે બોલી,

'પ્યાલો અરધો જ ભર્યો છે. હું આખો ભરી આપું ?'

તેની આંખ સામે જોવાની મારામાં હિમ્મત ન હતી.

મારી ઉષા—મારા માટે ગમે તે સંકટ સહેનારી ઉષા—મારા જીવ માટે જીવ આપનારી ઉષા—તેના પગ પકડી મેં પ્રતિજ્ઞા કરી,

'હું હવે આને અડકીશ નહીં.'

ઉષાએ બાટલી બહાર નાખી દેવા ઉપાડી. મેં કહ્યું,

'મારા ટેબલ પર પાછી મૂક.'

તે આશ્ચર્યથી જોવા લાગી. હું હસતો હસતો બોલ્યો,

'આ બાટલી જોઇ હવે ભૂત પલીતો ભાગી જવાના.'

× × ×

બીજે દિવસે અંધારું થયું ત્યારે ઉષા અને હું ગરીબ લોકોની વસ્તીમાં ફરવા ગયા. આ સૂચના ઉષાની હતી.

ગગાના ઘર કરતાં ખરાબ જગ્યાએ રહેતા બધા માણસો કામ પરથી પાછા આવ્યા હતા.

એક ઝુંપડીના દરવાજામાં ઘાસલેટનો ખાલી શીશો સામે મૂકી એક બાઇ બેઠી હતી. દીવો કરવા તેની પાસે ઘાસલેટ ન હતું. બીજા એક ઘરના ગંદા આંગણામાં એક છોકરું થાળીમાંથી રોટલાનો ટુકડો ખાતું હતું. તેનું ખાવાનું પૂરું થયું ત્યારે તેની માએ તેને પાણી આપ્યું. થાળીમાં કાંઇ બાકી ન હતું. તેની માને ફક્ત ખારી પેટ પાણી પીવા મળ્યું. ત્રીજે સ્થળે રસ્તા ઉપર પડેલી કેળાની છાલ માટે બે છોકરાઓમાં ઝઘડો થયો. છેવટે તેમાં મોટા માણસો જોડાયા. ઝઘડો પતાવતાં–પતાવતાં મારો તો દમ નીકળી ગયો.

આગળ એક ઘરમાં છોકરો તાવથી અચેતન પડયો હતો અને માબાપ ભગવાન સામે હાથ જોડી ખૂબ રડતા હતા. ઘેર પાછા આવતાં ખૂણા ઉપર અમે જે દેખાવ જોયો તે તો અમારા શરીર ઉપર રૂંવાટાં ઊભાં કરે તેવો હતો. એક કૂતરું મોમાં પતરાળું લઇ દોડતું ગયું. એક ભિખારી તેના ઉપર ધસી ગયો. પતરાળું નાંખી દઇ તે બિચારું ભાગ્યું. ભિખારીએ તે પતરાળામાંથી ભાત ખાવા માંડયો.

તે રાત્રે ઘેર આવ્યા પછી કેમે કરી મને ઊંઘ ન આવી.

મેં વિચાર્યું—ઘરમાં મને પ્રેમનો બદલો ન મળ્યો માટે મેં ઘર વિરુદ્ધ બંડ ઉઠાવ્યું. ત્યારે જગતમાં જેને પોતાના શ્રમનો બદલો મળતો નથી તેમણે પણ શું તે પ્રમાણે ન કરવું જોઇએ?

પણ બંડ પોકારવા માટે અને લડી–ઝઘડી તે વિજયી બનાવવા માટે જોઇતી ધીરજ આ લોકોમાં કયાંથી આવે?

## ❋ તેરમું ❋

માલિકો પોતાના ગુલામોનાં મન બીકણ કેવી રીતે રહે તેની હંમેશાં કાળજી રાખતા હોય છે. પોતાના શ્રમ ઉપર જીવનારા આ લોકોને લખતાં-વાંચતાં આવડતું નથી, માણુસનું નસીબ કપાળ ઉપરની રેખાને બદલે તેના બાવડામાં રહ્યું છે તેનું તેમને ભાન નથી, ભગવાન ગમે ત્યારે પણ દયા લાવશે એવી તેમની ગાંડી ઘેલછા તેમને છોડતી નથી—તો જે સમાજ માટે પોતે મરી ફીટે છે તે પોતાને જીવવા માટે આવશ્યક એવાં સાદાં સાધનો અને સરળ સુખ અને શાંતિ આપતો નથી તે સામે બંડ ઉઠાવવા જેટલી તીવ્ર લાગણી આ લોકોમાં કયાંથી જાગે?

મને થયું, બધાં દીન, દરિદ્ર, પીડિત લોકોને જાગૃત કરવા; મનુષ્યને મનુષ્ય તરીકે તેમના જે અધિકાર છે તે મેળવવા માટે ઝગડવા, હંફાવવા, લડવા, વખત આવે તો લડાઇમાં પોતાનો દેહ પણ મૂકવા તૈયાર કરવા એ હવે પછીની પેઢી માટે કેટલું મોટું કામ છે!

આટલા દિવસ જીવનને હું એક વ્યક્તિગત યુદ્ધ માનતો હતો.

આજે મારી ખાત્રી થઇ કે તે આખા સમાજની સાર્વજનિક લડાઇ છે.

મારા મને આ નિશ્ચય કર્યો અને મારી આંખ મીંચાઇ.

× × ×

બીજે દિવસે મેં આ લોકોમાં કામ કરવાની શરૂઆત કરી. શરૂઆતના દિવસોમાં જ એક વાત મને સ્પષ્ટપણે સમજાઇ કે હું વકીલ તરીકે આ લોકોને ઉપયોગી થઇ શકું એમ છું. સામાજિક ક્રાંતિનું કામ મારા જેવા લાખો માણુસોનું છે. તે ધ્યેય પાર

પાડતાં-પાડતાં ગરીબ-ગુરબાંને થોડી ઘણી મદદ કરવાનું અને તેમનાં દુઃખો હળવાં કરવાનું દરેક ધંધાના માણસો માટે શક્ય છે. શિક્ષકો તેમને શીખવી શકે. દાક્તરો તેમની દવા-દારૂ કરી શકે. વેપારીઓ ઓછે નફે તેમને માલ આપી શકે. વકીલો તેમની તકરારો મિટાવી શકે—

આ મારા મનોરાજ્યપર મને હસવું આવ્યું.

આ બધું કલ્પનામાં તો જરૂર શક્ય હતું પણ વ્યવહારમાં તેનો પત્તો ન હતો. આમ થવાનું કારણ શું? હું આ વિષય ઉપર વધારે વિચાર કરવા લાગ્યો. જનસેવાના આટલા માર્ગ ખુલ્લા હોવા છતાં ભાષણો અને સભાઓ ઉપર નીલમ અને ધનસુખરામ જેવા સુશિક્ષિત સમાજસેવકો શા સારુ આટલો બધો ભાર મૂકતા હશે?

નાનપણથી માંડીને અત્યાર સુધીની ઘણી બાબતો અને પ્રસંગો હું યાદ કરવા લાગ્યો. સભાઓ, ભાષણો, છાપાંઓ, ચળવળો વગેરે પર ભાર મૂકનારા મારા ઓળખીતા નાના-મોટા માણસોના કામનો મેં મનમાં અડસટ્ટો કાઢયો. આ મંથનમાંથી મને કેટલા નવીન વિધાનો સાંપડયાં!

—સમાજ સેવા એ ઘણાં માટે કીર્તિનો રાજમાર્ગ છે. ભાષણો આપવાથી થોડી મહેનતે ઘણી કીર્તિ મળે છે.

—કોઇપણ સિંદૂર લગાડેલો પથરો દેખાય એટલે તેને નમસ્કાર કરવા ભાવિક જનોના હાથ સહસા ઊંચા થાય છે. ઢોંગી સમાજ-સેવકોનો વ્યવસાય લોકોની આવી વૃત્તિ ઉપર જ નભે છે.

—ત્યાગ સિવાય ખરી સમાજ-સેવા શક્ય નથી. પણ બુદ્ધિ અથવા વિદ્વત્તાના જેટલી ત્યાગબુદ્ધિ સહેલી નથી. દુનિયામાં ત્યાગનો દેખાવ જ

ખૂબ નજરે પડે છે. કીર્તિના સોનેરી કળશ તરફ પીઠ ફેરવવી, મોટર, બંગલા ને બીજા ઉપભોગને લાત મારવી, પોતાની સર્વ શક્તિ જન-સમાજના સુખ માટે ખરચવી—આ બધી વાતો કહેવાતા સમાજસેવક માટે પોતાનું મૃત્યુ પોતાની આંખે જ જોવા જેટલી દુષ્કર હોય છે!

સેવાધર્મની ખરેખરી દીક્ષા અંગીકાર કરવી એટલે—

એક પાઇ પણ લીધા સિવાય ગરીબ-ગુરબાંના વકીલ થવાનો મેં દૃઢ નિશ્ચય કર્યો.

× × ×

મારા કામમાં હું સત્વર તલ્લીન થઇ ગયો. બીજાનાં દુઃખનો ભાર હલકો કરવો એમાં કેટલો ઉલ્લાસ ભર્યો છે! કામની ધમાલમાં દિવસ ક્યારે પૂરો થયો તેની મને ખબર પણ ન પડી. એટલું જ નહીં પણ મહિના પછી મહિના વીતતા ગયા તો પણ મારા કામની શરૂઆત મેં ગઇ કાલે જ ન કરી હોય એમ લાગ્યું.

ઉષા ઘરમાં ફરાળ કરે એટલે અષાઢી એકાદશી છે એમ ખબર પડે. મારા નવા ગરીબ ગોઠીઆઓ પૈકી એક માટીની મૂર્તિઓ કરી પેટ ભરતો. તે નાગ, કૃષ્ણ, ગણપતિ વગેરેની મૂર્તિ મને આપી જતો. તે ઉપર નજર પડે ત્યારે ભાન થાય કે નાગ-પંચમી, ગોકુળ-અષ્ટમી અને ગણેશ-ચતુર્થી આવી ગઇ.

મારું શરીર ઘસાતું હતું પણ મારું મન સુખ પામતું હતું.

અહીં મારા ઘણા દિવસના રહેઠાણ પછી ઉષા એક દિવસ મીરાંને લઇને આવી. બોર્ડિંગમાં હું નિયમિત પૈસા મોકલતો એટલે મીરાં અને અનિલ હજી બોર્ડિંગમાં જ હતાં.

તે રડતી, બીતી બોલી,

'અરુણ કાકા દારૂના છંદે લાગ્યા છે, તેમના ઘેર ગઈ તો તારો ટાંટીયો ભાંગી નાખીશ એમ બાપાજી મને કહેતા હતા.'

મેં અભિમાનપૂર્વક ઉષા તરફ જોયું. ઉષાએ મારા જીવનમાં પ્રવેશ ન કર્યો હોત તો આજે હું મીરાંને મારું શું મોઢું બતાવી શકત?

સુખ નિરપેક્ષ સેવામાં છે—સુખ જીવ સાટે જીવ આપનારા માણસો ઉપર પ્રેમ કરવામાં છે—આ મારો રોજનો અનુભવ હતો. મને લાગ્યું—જીવનસંગીત એ તારના સ્વરોની મીલાવટમાંથી નિર્માણ થાય છે; એક સેવા, બીજો સ્નેહઃ સેવા જગતને વિકસાવે છે અને સ્નેહ મનને વિકસાવે છે.

ગાઢ વાદળું પસાર થઈ ગયા પછી ચાંદીમાં સાગર જેવો પ્રસન્ન નજરે પડે છે તેવું મારું મન આજે પ્રફુલ્લિત હતું.

એક દિવસ ધનસુખરામ મને ઘેર બોલાવવા આવ્યા. તે વખતે ટેબલ ઉપર મેં દારૂની જે બાટલી રાખી હતી તે ઠીક કામ લાગી. દારૂડિયો કહી તેણે મારી નિંદા કરી; આથી મેં પણ બેફામ બની બરાબર જડબા-તોડ જવાબ આપ્યો,

'કુટુંબનો પ્રેમ એ તળાવના પાણી જેવો હોય છે. આવો એકઠો થયેલો પાણીનો જથો જલદી નિર્મળ બનતો નથી.'

મારા શબ્દો સાંભળી તે બબડતા ચીડાતા ઊઠીને ચાલતા થયા.

બીજે દિવસે મારા ટેબલ ઉપર સોનાનો[1] ઢગલો થયો. મારા ઓળખીતા દરેક ગરીબના ઘરમાંથી આ સોનું આવ્યું હતું.

---

૧. વિજયા દશમીને દિવસે શમી-સમડીના ઝાડના પાનની જે આપલે કરવામાં આવે છે તે હિંદુ માન્યતા પ્રમાણે સોનું ગણાય છે.—અનુવાદકો.

ઉષાને બૂમ મારી મેં કહ્યું,

'ટેબલ પરનું આ બધું સોનું જોયું કે? આજે હું કેટલો પૈસાદાર થયો છું?'

તે હસતાં–હસતાં બોલી,

'તમારાથી વધુ શ્રીમંત તો હું થઇ છું.'

'ક્યાં છે તારું સોનું?'

તેણે મારા તરફ કેવી ભાવભરેલી આંખે જોયું—જાણે આંખની સીમા ઓળંગવા માટે તેનું હૃદય ધબકતું ન હોય!

× × ×

બીજે દિવસે સાંજે હંમેશ પ્રમાણે હું ગરીબોની વસ્તીમાં થઇને ઘેર પાછો આવતો હતો.

રસ્તામાં બાલારામ મળ્યો. મારા હાથમાં એક કવર મૂકી તે ચાલતો થયો. કવર મંજરીનું હોવું જોઇએ એમ મને લાગ્યું અને તેથી તે વાંચ્યા વગર જ ફાડી નાખું એમ થયું.

મને મનમાં ને મનમાં હસવું આવ્યું. હવે મને મંજરાની શી બીક છે? ઉષા જયારે મારી સારસંભાળ સદૈવ રાખે છે ત્યારે—

મજા ખાતર તે કવર ખોલી કાગળમાંની સહી જોઇ.

'તમારી નીલમ.'

કાગળ નીલમે મને મોકલ્યો હતો? તો તે બાલારામ લાત્રીને શું કામ આપે? નીલમે અનિલ કે મીરાં સાથે તે શું કામ નહીં મોકલ્યો હોય?

હું કાગળ વાંચવા લાગ્યો—

'વહાલા વિહારી,'

નીલમે કાગળ વિહારીને લખ્યો હતો.

તે કાગળનો સાર કેટલો વિચિત્ર અને કઢંગો હતો !

અભિમાની નીલમ વિહારીને વિનવતી હતી...અરુણના પ્રેમની ઠેકડી કરતી નીલમ વિહારીના પ્રેમની ભીખ માગતી હતી...મીરાં અને અનિલ સાથે તિરસ્કારથી વર્તતી નીલમ માતૃપદના સંકટમાં સપડાઈ વિહારીનો આશ્રય શોધતી હતી......

મેં કાગળ ત્રણ વાર વાંચ્યો. ગુસ્સો અને સહાનુભૂતિ અનુભવતું મારું મન આ વિચિત્ર બનાવથી ભરાઈ આવ્યું.

નીલમે વિહારી ઉપર મોકલેલો કાગળ તેણે મંજરીને આપ્યો હોવો જોઈએ અને મંજરીએ મારા પર વેર લેવા એ મારા ઉપર મોકલી આપ્યો હશે.

મંજરીને પાકી ખાત્રી થઈ હોવી જોઈએ કે પોતાની પત્નીના વ્યભિચારની આ વાત સાંભળી અરુણ જન્મભર દુઃખી થઈ રહેશે. પણ તે દુઃખ કરતાં પણ એક બીજી બાબત મને અધિક દુઃખ દેવા લાગી.

'તું મારી સાથે રહેવા આવ' એમ કહેવું એ જ નીલમને આ ધર્મ-સંકટમાંથી મુક્ત કરવાનો એક માત્ર ઉપાય હતો.

પણ નીલમ આવે પછી ઉપાનું શું !

પાછલો અનુભવ—

નીલમને ઉષા તો દીઠી ગમતી નહોતી. તે વખતે અરુણ ઉપર ઉષાનો અધિકાર ન હતો. પણ આજે!

હું સુનમૂન થઇ બેઠો. મારી નજર સામે એક પ્રશ્ન નાચવા લાગ્યો–

નીલમ કે ઉષા!

× × ×

## ૧૪

## મંજરી

મારી નજર સામે એક જ પ્રશ્ન ઉભો હતો—અરુણ ઉપર વેર કેમ વાળવું?

ત્રણ સાડા ત્રણ મહિને વિહારીએ એ તક મેળવી આપી. પેલો ગાંડો કિરીટ નીલમનો એક કાગળ લઇ તેની પાસે આવ્યો. વિહારીએ તેનો મોઢેથી ઉત્તર વાળ્યો,

'નીલમને જઇને કહે કે જગતમાં તત્કાલ જીવન લેનારી ઘણી દવાઓ અસ્તિત્વમાં છે.'

તેના આ જવાબથી મને ખૂબ આશ્ચર્ય થયું. કિરીટના ગયા પછી તે બોલ્યો, 'મંજરી! તારે અરુણ ઉપર વેર લેવું છે ને? આ નીલમનો કાગળ તેના ઉપર મોકલાવ અને પછી જો કે તેને એક સામટા કેટલા વીંછીના ડંખ લાગે છે!'

હું તે કાગળ વાંચવા લાગી. વાંચતાં-વાંચતાં મને નીલમના બીકણપણા ઉપર દયા આવી. મારું મન કહે—જેમ ચાકુ, સૂડી, કાતર એ નાનાં છોકરાંઓએ રમવાનાં રમકડાં નથી તેમ સ્વચ્છંદપણે અત્યાચાર કરવો એ કાંઇ કુલીન સ્ત્રીઓ માટેની રમત નથી.

મહિના ચઢયા હોવાથી નીલમ ઘરમાં પુરાઇ રહેતી. તે અત્યંત ઉદાસ રહેતી અને આ સંકટમાંથી છૂટવા માટે વિહારીની જીવનભર દાસી થવા તૈયાર હતી.

હું હસી—આવા ભણેલાં-ગણેલાં બૈરાંઓને મુંબઇ-પૂના જઇ જલદી છૂટા થવાની હિંમત કેમ નહીં આવતી હોય? બીકણ નહીં તો!

બહાદુરી કાંઇ કોઇએ શીખવવી પડતી નથી.

× × ×

નીલમનો આ કાગળ બાલારામની મારફતે અરુણને પહોંચ-કાડ્યો, ત્યારે મારું મન વિચાર કરવા લાગ્યું—પોતાની પત્નીનો આ કીર્તિસ્તંભ નિહાળી અરુણ છેલ્લે પાટલે બેસી ખૂબ દારૂ ઢીંચવા લાગશે. તે રસ્તા ઉપર આળોટતો, રગદોળાતો પડયો હશે, અને આવતા-જતા માણસો તેના તરફ જોઇ મૂછમાં હસતા હશે. ફક્ત તે જોવા હું અહીં રહેવાની નહોતી એનું મને દુઃખ થતું.

આવતા અઠવાડિયામાં મારું અમેરિકા જવાનું નક્કી થયું હતું. વિહારી મારી સાથે આવનાર હતો. જવાની બધી જોગવાઇ કરવા મેં બેન્કમાંથી બધા પૈસા કાઢી તેને સુપ્રત કર્યા હતા.

નીલમનો પેલો પત્ર ફરી યાદ આવ્યો. અને મારા મને પૂછ્યું,

આ વિહારીએ તેને અચ્છી ફસાવી. પણ તે મને તેવી રીતે નહીં ફસાવે એની શી ખાત્રી ?

આ વિચાર ક્ષણ વાર પણ મારા મગજમાં ટકયો નહીં.

છેલ્લા ત્રણ મહિનામાં વિહારી મારો પ્રિય પૂજારી બન્યો હતો. મંજરીનું નામ 'Marjorie' થઇ હોલીવુડમાં કેવું ગાજી ઊઠશે તે બાબત સિવાય તેને બીજું કાંઇ સૂઝતું જ ન હતું. બાલારામને તો તે બિલકુલ ગમતો ન હતો. જો વિહારી પૈસાની કાંઇ ધાલમેલ કરે તો તે તરત તેની વિરુદ્ધ બાંયો ચડાવવા તૈયાર હતો.

પણ અત્યાર સુધીમાં એક વાર પણ એવો પ્રસંગ આવ્યો ન હતો. મારું મન આસ્તેથી બોલ્યું—

વિહારી મંજરીને કદી ભોળવી શકશે નહીં.

જે માણસ ફસાય છે તેને જ કોઇ ફસાવે છે.

× ×

## ૧૫

## ઉષા

અરુણ મને ફસાવશે ?

છટ્, એ સંભવિત નથી. તો કોનો કાગળ છે એમ મેં પૂછ્યું ત્યારે હાથમાંના એ કાગળના ફાડીને ટુકડા કરવાનું કારણ શું ?

તેમને ભાવતું કાંદા–કાકડીનું રાયતું કર્યું હોવા છતાં તેમણે તે ખાધું નહીં. મને લાગ્યું, પેલા કાગળના વિચારમાં અરુણનું મન ચગડોળે ચડયું હોવું જોઇએ.

આ કાગળ કોનો હોઇ શકે?

સાંજનો પ્રસંગ મને યાદ આવ્યો.

'મન અધીરું અધીરું રે, હો કૃષ્ણ કનૈયા'

એ ગીત ગણગણતી હું અરુણની વાટ જોતી દરવાજામાં ઊભી હતી. તે દિવસે સાંજ થઇ તો પણ અરુણ આવ્યા નહીં. મારા મનમાં આવ્યું કે વનવાસમાં સીતાની પણ આવી દશા થઇ હોવી જોઇએ. શિકાર કરવા ગયેલા રામ જલદી પાછા ન આવ્યા ત્યારે તે પણ પર્ણકુટીના દરવાજામાં આવી રીતે ઊભી રહી વાટ જોતી હશે.

જ્યારે અરુણને બદલે મીરાં આવી ત્યારે મને આશ્ચર્ય થયું. મેં પૂછયું;

'આટલી મોડી કેમ આવી?'

તે બોલી, 'કાકીને અરુણ કાકાનો ફોટો જોઇએ છે.'

અરુણનો ફોટો લેવા માટે મીરાંને મારી પાસે મોકલવામાં આવી હતી. આનો અર્થ?

અર્થ સ્પષ્ટ હતો. નીલમને પોતાની ભૂલ સમજાઇ હતી. પશ્ચાત્તાપ થયો હતો.

મીરાં નીલમની ઘણી વાતો કહી શકી. તેણે ત્રણ–ચાર દિવસ પહેલાં મીરાં અને અનિલને બોર્ડિંગમાંથી ઘેર બોલાવ્યાં હતાં. તે તેમની સાથે ખૂબ મમતાથી વાત કરતી હતી. અરુણ ગરીબ–ગુર-

જ્યાં કામ કરે છે તેથી મીરાંને લઈ નીલમ ખાસ આ બાજુ ફરવા આવી હતી—

નીલમના મનમાં અરુણના ફોટાની પૂજા કરવાનું મન થયું હોવું જોઈએ એમ દેખાતું હતું.

પણ મારો ફોટો એને આપીને હું શું કરું !

મારી પૂજા—

અરુણ એ નીલમની મારી પાસે રાખવામાં આવેલી એક થાપણ છે. ક્યારે તે પાછી આવશે અને મારી પાસે એની માગણી કરશે તે કાંઈ નક્કી નહોતું.

મારો અધિકાર—મારો અધિકાર ફક્ત અરુણના ફોટા ઉપર હતો.

મીરાંને એ ફોટો મેં આપ્યો નહીં.

× × ×

આ બધા વિચાર કરી છેવટે હું એક નિર્ણય ઉપર આવી કે અરુણ ઉપર આવેલો એ કાગળ નીલમનો હોવો જોઈએ અને અહીં રહેવા આવવા માટે તેણે ઇચ્છા પ્રદર્શિત કરી હોવી જોઈએ. તે પત્રનું લખાણ વાંચી મને ખોટું લાગશે એમ ધારી અરુણે તે કાગળ ફાડી નાખ્યો. હમણાં-હમણાં તેમનો મારા ઉપરનો પ્રેમ પ્રગટ થવા લાગ્યો હતો. તે પ્રેમ અને નીલમનું અહીં આવવું એ બેયનો મેળ કેમ ખાય તેના વિચારમાં તે ડૂબી ગયા હોવા જોઈએ.

મનની બેચેની કેમે કરી અટકે નહીં. અરુણ ઊંઘ્યા એટલે ટેબલ નીચે મૂકેલી ટોપલીમાંથી ફાડેલા કાગળના ટુકડા મેં બહાર કાઢ્યા. એક પણ કટકા ઉપર આખો શબ્દ ન હતો. એક ઉપર

"હારી" એ અક્ષરો હતા બીજા ઉપર "જાક માટે". ત્રીજા ઉપર "દાસી" એટલો જ શબ્દ હતો. કંઇ ચોખ્ખું સમજાતું ન હતું પણ "દાસી" આ શબ્દથી મારી શંકા આધારભૂત બની હતી.

કંટાળીને હું તે કટકાઓ કચરાની ટોપલીમાં પાછી ફેંકવાની હતી ત્યાં અચાનક ત્રણ કરચો ભેગી કરી બે શબ્દો હું પારખી શકી—"**તમારી નીલમ.**"

પત્રનું લખાણ મને વાંચવા માટે મળ્યું ન હતું તો પણ "તમારી **નીલમ**" લખીને જે કાગળ અરુણ ઉપર મોકલવામાં આવ્યો હતો તેમાં પ્રેમ ન હોય તો બીજું શું હોઇ શકે?

આજે નહીં તો કાલે, **નીલમ** પોતાની થાપણ માગવા મારી પાસે આવશે એ ચોક્કસ હતું.

તે અરુણ ઉપર તો પ્રેમ રાખે પણ ઉષા ઉપર પણ સ્નેહ રાખે એવું ઉષાએ તેને માટે શું કર્યું હતું?

અરુણ સુખી થાય માટે ઉષા આટલા દિવસ તેની પાસે રહી. હવે તે જ ધ્યેય માટે મારે તેની નજરથી દૂર જઇ વસવું જોઇએ.

કાલે રાતના દસ વાગે અરુણના પગ પાસે માથું નમાવી તેમનો ફોટો લઇ ઘરની બહાર જવું એમ મેં મનમાં નિશ્ચય કર્યો.

પણ આ નિશ્ચય પૂરી પાંચ મિનિટ પણ ન ટકયો.

ઉષા અરુણને છોડી જાય? અરુણ પાસેથી દૂર રહીને ઉષા સુખી થશે? જગતમાં ગમે ત્યાં સેવા કરતાં આવડશે. પણ પ્રેમ? હવે અરુણ સિવાય બીજા કોના ઉપર તે પ્રેમ ઢોળે?

દીવાની આસપાસ ભીડ મચાવતા નાનકડા પતંગિયાની માફક આ પ્રશ્ન મારા મન સામે ઊભો હતો. છેવટે 'આશ્રમ ભજનાવળી' કાઢી 'તુમકો રઘુવીર મેરી લાજ' ગીત ગાવા લાગી ત્યારે મારા મનની બેચેની કંઇક ઓછી થઇ.

× × ×

## ૧૬

## ધનસુખરામ

મને તો એકદમ પરસેવો પરસેવા થઇ ગયો. પહેલાં તો આ વાત ખરી પણ ન લાગે. રાતના નવ વાગી ગયા હતા તો પણ બેન્કના મેનેજર પાસે ગયો. તેમણે પણ કહ્યું કે સંમેલનના ખાતાની બધી રકમ બેન્કમાંથી વિહારી ઉપાડી ગયો.

અશુભ વાતો સાધારણ રીતે ખોટી ઠરતી નથી.

મારા તો જાણે હાથ પગ જ ભાંગી ગયા.

ત્રણ–ચાર મહિના ખૂબ ખટપટ કરી અમે પંદરસો રૂપિયા જમા કરાવ્યા હતા. સંમેલન પખવાડિયા પછી આવી ઊભું હતું. અને આ અમેરિકન ખજાનચી કોઇને પૂછ્યા વિના બેન્કમાંથી બધા પૈસા ઉપાડી ગયો ! આ તો લગ્નને વખતે કન્યા–વિક્રયની રકમ કોઇ ભિખારી તફડાવી જાય તેવો ઘાટ હતો.

પહેલાં-પહેલાં તો આ વિહારી મારી આસપાસ નાચ્યો. રાત દિવસ અમારે ત્યાં રહેવા લાગ્યો. ત્યારે અમેરિકન છાપાંઓનો પણ અમારા કામ માટે સરસ ઉપયોગ કરી શકાશે, એમ મને લાગતું હતું. નીલમને અને તેને પહેલાંથી સારી ઓળખાણ હતી. સંમેલનની મંત્રી નીલમ હોવાથી મેં તેને ખજાનચી બનાવ્યો. નીલમની માંદગી પછી તો તેને મંત્રીપદ સોંપ્યું. આમ એ હરામખોર પાજીને આખું મેદાન સફાચટ કરવા મળ્યું.

હમણાં-હમણાં સાહેબ મંજરીને ઘેર પોતાનું રહેઠાણ રાખતા હતા. મેં ધાર્યું—આ સિનેમા નટી ખૂબ શ્રીમંત હોય છે. વિહારી આ મંજરી પાસેથી સંમેલન માટે પાંચસો-હજારની રકમ કઢાવ્યા વગર નહીં રહે. તો પછી વગર ફોગટના તે બેયની દોસ્તી વચ્ચે આવવાનું કારણ શું ?

મહેરબાન અમેરિકામાં પાંચ-સાત વર્ષ રહ્યા હતા. ત્યાં તો કોઈપણ માણસ ફાવે તે બૈરીના હાથમાં હાથ નાખી નાચે તો ચાલે. અહીં ક્યાંથી તેમ ચાલે ? આથી આ વિહારીને અહીં કાંઈ બહુ ફાવતું ન હતું. મેં મનમાં કહ્યું, અરે ! એ નટીને ઘેર જઈને ગમે તેમ નાચતો હોય એમાં આપણું શું બગડ્યું ? સંમેલન માટે સિનેમાવાળાઓ પાસેથી પૈસા ઉઘરાવી આપવાનું પોતાનું વચન પાળે એટલે બહુ થયું.

આટલા દિવસ હું ભ્રમમાં રહ્યો.

પણ ચોરના હાથમાં જમાદારખાનાની મુખ્ય ચાવી આવે એવો આ એક પ્રકાર હતો, નહીં ?

× × ×

સાડાનવ વાગવા આવ્યા. મંજરીનો બંગલો ગામથી બહુ દૂર છે. પણ આ વિહારીની શોધ કર્યાં વગર બીજો કાંઇ છૂટકો જ નથી.

હું મંજરીના બંગલા પર ગયો તો તે પણ વિહારીની રાહ જોતી બેઠી હતી.

સવારે મા બીમાર હોવાનો તાર આવ્યાનું બહાનું કાઢીને મહેરબાન પોબારા ગણી ગયા.

બાલારામના કહેવા પ્રમાણે વિહારીની મા કૈલાસવાસી થયે ઘણા દિવસ થયા હતા.

હું પણ વિહારીને શોધવા અહીં આવ્યો છું તે સાંભળતાં મંજરી એકદમ ગભરાઇ ગઇ.

આવતે અઠવાડિયે તે વિહારી સાથે અમેરિકા જવાની હતી. તેણે પોતાના બેન્કના બધા પૈસા કાઢી વિહારીને હવાલે કર્યા હતા.

હું મનમાં બોલ્યો, આ તોતીંગ નગારા આગળ મારી ઝીણી તતૂડી કોણ સાંભળવાનું છે ?

વિહારીએ પોતાનો ભેદ નીલમને કહ્યો હશે એવી મંજરીને ગંધ આવી. અમે બધા તેની મોટરમાં બેસી તરત ઘેર આવ્યા.

પણ નીલમના ઓરડામાં નીલમ છે ક્યાં ?

આવી મધરાતે તે ક્યાં ગઇ હશે તેનો હું ખ્યાલ ન કરી શક્યો. કે પછી વિહારીએ આગળ ભાગી જવું અને પાછળથી આણે નાસી જવું એમ પહેલેથી નક્કી કર્યું હતું કે શું ? કાંઇ જ ખબર પડતી ન હતી.

અનિલને આગબોટ અપાવવા મીરાં સવારે દુકાનમાં ગઇ હતી. ત્યાં સિગારેટ લેવા વિહારી આવ્યો હતો.

'મને વિમાન જોઇએ છેઃ આગબોટ નહીં,' એમ અનિલે હઠ કરી ત્યારે વિહારીએ 'શાબાશ' કહી તેની પીઠ થાબડી.

આ વાત સાંભળતાં વેંત બાલારામ કૂદકો મારીને બોલ્યો;

'આ લફંગો બધા પૈસા ભેગા કરી કોઇ વિમાનદ્વારા ક્યાંક પણ ભાગી જવાનો છે. પણ એ અમેરિકન ભામટાને ખબર નથી કે અહીં બાલારામ સાથે પનારો પડયો છે.'

તે દોડતો ગયો.

વિહારી ગમે ત્યાં ગયો હોય તો પણ નીલમનો પત્તો કેમ લાગશે તે એક કોયડો હતો.

મેં નીલમના ટેબલ તરફ જોયું.

એક ચુંથાયેલા કાગળ ઉપર લખ્યું હતું—

'જગતમાં તત્કાલ જીવ લેનારી દવાઓ ઘણી હોય છે.'

નીલમે ઝેર પીધું હતું એમ સ્પષ્ટ દેખાતું હતું.

લગ્ન પછી મહિના દોઢ મહિનામાં વર ઘર છોડી જાય, દારૂડિયો થઇ ગટરમાં રગદોળાય, નટીને ઘેર જઇ રહેઠાણ કરે અને છેવટે એક વિધવા છોકરીને સાથે રાખીને નવું ઘર શણગારે—આ બધાં નાનાં–મોટાં દુઃખો તેનાથી કેમ સહન થાય?

પણ ઝેર પીને નીલમ ગઇ ક્યાં?

પોતાના મૃત્યુથી પણ છેવટે અરુણની આંખો ઉઘાડવી એમ ધારી તે તેના દરવાજામાં ઝેર પીને આપઘાત કરવાના નિશ્ચય ઉપર આવી હશે.

# * સોળમું *

અમે ગયાં તો અરુણના ઘરના દરવાજા ખુલ્લા હતા. પણ નીલમનો ક્યાંય પત્તો ન હતો.

× × ×

આખી રાત અને દિવસ અમે નીલમની શોધ કરી પણ તેનો ક્યાંય પત્તો લાગ્યો નહીં. પોતાના પર ઝેર ખાવાનો આરોપ આવે તેથી તો તેણે પોતાનો વિચાર બદલ્યો નહીં હોય ? તેણે નદીમાં કૂદકો માર્યો હશે તો બે-ત્રણ દિવસમાં તેનું શબ કાંઠે લાગશે. તેને અહીં લાવવામાં આવશે ને ઓળખવા મારે જવું પડશે—

છટ છટ !

'એક કરુણ ઘટના: શ્રી ધનસુખરામ ત્રિવેદીના નાના ભાઇની વહુએ કરેલો આપઘાત'—

આમ મોટા ટાઇપમાં છાપાંઓ પોતાનાં મથાળાં બાંધશે.

મને ખાત્રી થઇ ગઇ કે નીલમ એક મહામૂર્ખ છોકરી છે.

ત્રીજે દિવસે અરુણ તરફથી આમંત્રણ આવ્યું એટલે હું ગયો. તેના હાથમાં એક મોટો કાગળ હતો. નીલમે મરતાં પહેલાં તે પોસ્ટમાં નાખ્યો હશે એમ મને લાગ્યું.

મેં પૂછ્યું,

'નીલમનો પત્ર છે ?'

'હા.'

'ક્યાં છે એ ?'

અરુણે કાંઇ જવાબ આપ્યો નહીં.

કફનીના છેડાથી પોતાની આંખો લૂછતો હું બોલ્યો,

'બીચારી અમસ્તી મરી.'

અરુણ હસતાં-હસતાં બોલ્યો,

'નીલમનો પુનર્જન્મ થયો.'

તે શું કહેતો હતો તે હું બરાબર ન સમજ્યો.

તેણે નીલમનો કાગળ મારા હાથમાં મૂક્યો.

× × ×

## ૧૭

## નીલમ

' પ્રિય અરુણ,

પ્રિય માણસથી કોઇ દૂર જાય ખરું? પણ આજે નીલમ તમારી પાસેથી દૂર-દૂર જાય છે અને દૂર જતાં-જતાં તમારા નામ આગળ "પ્રિય" શબ્દ લખતાં તેનું હૈયું થનગન નાચે છે.

કેટલું બેહુદું લાગે છે? પત્ની પતિને છોડી જતી વખતે પહેલો પ્રેમ-પત્ર લખે—

નીલમ વિચિત્ર હશે પણ જે કુળમાં નીલમ જન્મી છે, જે વાતાવરણમાં તે ઊછરી છે, તેનો પણ એના વિચિત્રપણામાં મારો ફાળો છે.

તમને યાદ છે ? લગ્નને બીજે દિવસે આપણે બે સિનેમા જોવા ગયાં હતાં. થિયેટરની ગેલેરીમાં એક મોટો અરીસો હતો. તેની આગળ ઊભા–ઊભા બે–ત્રણ છોકરાઓ હસતા હતા. તે શું કામ હસતા હતા તે જોવા હું આગળ આવી. તે અરીસામાં મારું પોતાનું પ્રતિબિંબ જોતાં હું પણ ખૂબ હસી. પાતળી અને સહેજ ઊંચી નીલમ એ અરીસામાં બેંઠા જેવી જાડી દેખાતી હતી. અને મારું માથું શરીરના પાછલા ભાગમાં કોઇએ બળજબરીથી ખોસી દીધું હોય એવું મને એમાં જણાયું.

મારું પોતાનું એ કદરૂપું રૂપ જોઇ હું હસી. પણ તે અરીસામાંની મારા રૂપની વિકૃતિ ક્ષણિક હતી. મારા મનની વિકૃતિ—

મનની વિકૃતિ પ્રતિબિંબિત કરતો અરીસો જગતમાં હોત તો કેટલું સારું થાત ! એવો અરીસો હોત તો નીલમનું આજનું જીવન અરુણમય થયું હોત.

અરુણ, નીલમ તમારી ગુનેગાર છે. હજાર વાર ગુનેગાર છે. પણ ખરું કહું ? હાથે કરીને—જાણી જોઇને તેણે તમારો કાંઇ ગુનો કર્યો નથી.

તમને આ કદાચ ખરું ન પણ લાગે, પણ—જીવન એ કાંઇ ગણિતનું પુસ્તક નથી. એ એક વિચિત્ર નવલકથા છે.

નાનપણમાં વડીલોએ હોશિયાર–હોશિયાર કહી–ગણી મને માથે ચડાવી. સ્કૂલમાં મારો નંબર હંમેશાં પહેલો હોય. જગતનું સર્વ સુખ પહેલા નંબરમાં ભર્યું છે એવું મને તે વખતે લાગે. બધાં માણસો મારા વખાણ કરે.

રમવું, ફરવું, સીવવું, ભરવું, છોકરાં રમાડવાં એ વાતો ઉપર મને અભાવ આવવા લાગ્યો. મારા જગત–ક્ષિતિજમાં કેટલાય વર્ષ સુધી મારો પહેલો નંબર અને મારાં પુસ્તકો સિવાય બીજી એક પણ વસ્તુને સ્થાન ન હતું.

હું અંગ્રેજી પાંચમીમાં ગઇ ત્યારે છ–છ મહિનાને અંતરે મારાં મા અને પિતા બેય મને છોડી ગયાં. બાકી રહી અમે બે બહેનો. મોટી બહેનનું લગ્ન હજી હમણાં જ થયું હતું. તેણે મને એક નાની શાળામાં મૂકી. પછીનાં છ વર્ષ બોર્ડિંગ એ જ નીલમનું ઘર બન્યું.

સ્કૂલની ચર્ચામાં એકવાર હું બોલી. અમારાં લેડી–પ્રિન્સીપાલને તે ખૂબ ગમ્યું. તેમણે મને ખૂબ ઉત્તેજન આપ્યું. અમદાવાદની મોટી–મોટી સભામાં તે કેટલી હિંમતથી બોલતાં હતાં!

આસ્તે–આસ્તે તે નાનકડી સભામાં પડતી તાળીઓ મારા કાનમાં ઘૂમવા લાગી. મોટાં થઇ અમારાં પ્રિન્સીપાલની માફક વ્યાસપીઠ પર ચઢી સભા-સંમેલનો ગજાવવાનાં સ્વપ્ન મને આવવા લાગ્યાં.

મૅટ્રિક થતાં સુધી મારી નજર સામનો આદર્શ અમારા સ્ત્રી–પ્રિન્સીપાલ હતા. તે વાળમાં તેલ ન નાખતા. મેં પણ વાળમાં તેલ નાખવાનું છોડી દીધું. તે હંમેશ ખાસ માથું ઊંચું રાખી ચાલતા. મેં પણ તેમનું અનુકરણ કરવા માંડ્યું.

સ્ત્રીનો શણગાર પુરુષના સુખ માટે હોય છે, અને તેના શરીર ઉપરના દર–દાગીના તે તેની ગુલામગીરીની બેડીઓ હોય

છે એ તેમનો એક લોકપસંદ અભિપ્રાય હતો. આમ હોવાથી નખરાં, ચાળા–ચટકા, કેશ–ભૂષણ, વસ્ત્રાલંકાર બધું મેં છોડી દીધું.

છોકરીઓએ પ્રેમની વાતો કદી પણ વાંચવી ન જોઇએ એમ તે હંમેશ કહેતાં હતાં.

'પુરુષ અને સ્ત્રી વચ્ચેનો પ્રેમ એ ઉંદર અને બિલાડીના જેવો પ્રેમ છે' એ પણ તેમનું એક માનીતું વાકય હતું.

એ કહે તેટલી ચોપડીઓ વાંચવી, એ બોલે તે અભિપ્રાયો ઉચ્ચારવા—એમ મારાં બે વર્ષ ગયાં.

મૅટ્રિક થઇ હું બરોડા–કૉલેજમાં ગઇ. ત્યાંના છોકરાઓનાં તોફાન, ધીંગામસ્તીમાં છોકરીઓ ઉપર નખાતાં કાગળનાં વિમાનો, છોકરીના નામ ઉપર બનાવાતી, બોલાતી ગંદી ગીત–પંક્તિઓ, કોઇ છોકરી સાથે ફરવા જવાય તેથી તેને અપાતી ભેટની વસ્તુઓ, છોકરીઓનો સહવાસ સેવવા છોકરાઓની વ્યાકુળતા, તેમનું વેવલાપણું, તેમનું—હાઇસ્કૂલની 'આચાર્યોએ પુરૂષોની જે પરીક્ષા કરી હતી તે બરાબર છે એમ મને લાગ્યું.

રજામાં હું મોટી બહેનને ત્યાં જાઉં. ત્યાં પતિ–પત્નીના સંભાષણો સાંભળી મારા કાન ફૂટી જતા. મનમાં આવે—રજામાં પણ કૉલેજ રેસિડન્સીમાં રહેવાનું મળે તો કેવું સારું! મોટી બહેનનાં ધુંવાપુંવા, તેમના પતિરાજનો ફફડાટ અને તેમનાં છૈયાં–છોકરાઓનો કકળાટ—માણસ પરણતા શું કામ હશે તેની જ મને સમજ ન પડી!

તે વખતે કોઈ કવિની એક કવિતા પ્રસિદ્ધ થઈ હતી—

'તું અને હું સંસાર–સિતારના બે તારો છીએ અને સિતા-રનો વગાડનાર પેલો મદનદેવ છે' એવો કાંઈક એનો આરંભ હતો. આ લીટી વાંચી મેં કહ્યું, આ કવિઓ ફાવે તેમ ગપ્પાં મારે છે. કહે છે, પતિ–પત્ની એ સંસારની સિતારના તાર છે! મોટી બહેનના સંસારમાં સિતાર તો કોણ જાણે કયાં હશે! પણ રાતદિવસ તેમના ઘરમાં મોટો ભૂંગિયો ઢોલ સંભળાતો હતો.

હું બી. એ. ના વર્ગમાં આવી ત્યારે વિહારીની ને મારી ઓળખાણ થઈ. તે બીજી કૉલેજમાંથી આ વર્ષે અમારી કૉલેજમાં આવ્યો હતો. અભ્યાસમાં તે હું કરતાં કાંઈ વધુ સારો ન હતો. પણ એના જેવો અળવીતરો છોકરો અમારી કૉલેજમાં તો શું પણ આખી મુંબઈમાં ન સાંપડે. વિદ્યા-ર્થીઓને અળખામણા લાગતા એક પ્રોફેસરને તેણે સિગા-રેટ ભેટ ધરી હતી. ગાંધીજયંતી વખતે તેણે થાળી વાટકાનું બેંડ વગાડવાનું વ્રત કાઢયું હતું—દર અઠવાડિયે આમ તે નવાં નવાં પરાક્રમો કર્યાં સિવાય રહેતો ન હતો.

તે જે કોલેજમાંથી આવ્યો ત્યાં કોલેજના નાટકોમાં પ્રોફેસરો પણ કામ કરતા હતા. અમારી કોલેજનો વાર્ષિકોત્સવ પાસે આવ્યો ત્યારે તે પ્રિન્સીપાલ પાસે દોડયો અને તેમને વિનંતી કરી કે વિદ્યાર્થીઓનો વિચાર 'લગ્નની બેડી' ભજવવાનો છે તો આપે તેમાં ગોકળુંનો ભાગ ભજવવો—તેને કોલેજમાંથી બરતરફ કરવા સુધી આ પ્રકરણ પહોંચ્યું. તે કાંઈ ડગ્યો નહીં.

તેના અને મારી ઓળખાણ થઇ તે આ નાટકના નિમિત્તે. તે નાટકમાં મારે 'અરુણા'નું કામ કરવું એવી તેની સૂચના હતી.

તે નાટક કદી ન ભજવાયું, પણ અમારી ઓળખાણ વધતી ચાલી. હું તેને બોલાવતી નહીં તો પણ તે મારી પાસે આવતો. પણ કોણ જાણે કેમ 'તું મારી પાસે ન આવીશ' એવું મારાથી તેને કહેવાયું નહીં. તેની સાથે ફરવા જવામાં, ફિલ્મ જોવા જવામાં, ટેકરી ઉપર કે નદીના કાંઠા ઉપર ગપાટા મારતા બેસવામાં મને આનંદ આવવા લાગ્યો.

તે પછીની વાત—

એક વાર લાગે છે કે ન લખું—પણ નીલમ આજે જ્યારે તમારી પાસે હૃદય ખોલવા બેઠી છે ત્યારે તેમાંની એક વાત છુપાવવાથી શો ફાયદો ?

એક વાર ફરીને પાછાં આવતાં અંધારામાં વિહારીએ મને ચૂમી લીધી—

સંતાપથી હું બેશુદ્ધ થઇ જઇશ એમ મને લાગ્યું.

તે બોલ્યો, 'નીલમ ચીડાઇશ નહીં, હું તને ચાહું છું. મારું ઘર શ્રીમંત જમીનદારનું છે. મારી સાથે લગ્ન કરીશ તો—'

'મારે કોઇની સાથે લગ્ન કરવું નથી' એમ જવાબ આપી હું ચાલતી થઈ.

મારું માથું ભમવા લાગ્યું. જતાં-જતાં 'જોઇશું-જોઇશું' એવા તેના શબ્દો સંભળાયા.

બી. એ. થયા પછી હું એક છોકરીઓની શાળામાં-શિક્ષિકા થઇ. તે નાનાં બાળકોના જીવનમાં હું જઇ વસી. આંગણામાં આવી ચકલીઓ રમે તે જોઇ નાના બાળકને જેટલો આનંદ થાય તેટલો આનંદ તે વર્ગની છોકરીઓને જોઇને થતો. તેમાંની ઘણી છોકરીઓ મારી નાની બહેન જેવી લાગતી.

પણ નવીનતાનો આ આનંદ જલદી ઓસરવા લાગ્યો. માણસનું જીવન થોડુંઘણું નવલકથા જેવું હોવું જોઇએ. પણ શિક્ષિકા થયા પછી નીલમનું જીવન રેલ્વેના ટાઇમ-ટેબલ જેવું થયું.

આ યાંત્રિક જીવનમાં પણ મેં સુખી થવાનો પ્રયાસ કર્યો. પણ જે સ્કૂલમાં હું કામ કરતી હતી તેનું વાતાવરણ અસહ્ય હતું. સ્કૂલની કાર્યવાહક-સમિતિના પ્રમુખ ભારે શ્રીમંત હતા, વિદ્વાન પણ હતા. પણ તે વખત-કવખત શાળામાં આવતા. દેખાવડી સ્ત્રી-શિક્ષિકાઓ સાથે ફાવે તેમ વાતો કરતા, અને—

એક શિક્ષિકાને તેમણે ફસાવી. પ્રસંગની જવાબદારીનો રેલો પોતાના પગ નીચે આવશે એમ લાગ્યું એટલે તેમણે એક બેકાર યુવાનને શિક્ષક બનાવવાનો લોભ બતાવી તે સ્ત્રી તેને ગળે બાંધી. સ્કૂલના શિક્ષક-શિક્ષિકાને તો ઠીક પણ છોકરીઓને પણ આ વાત સમજાઇ ચૂકી. પણ શિક્ષક-વર્ગમાંથી કોઇએ ઊંકે ચૂં કર્યું નહીં.

શું કરે? બધા પેટના ગુલામ—જેને પેટ ભરવું છે તેણે મોં ન ઉઘાડવું જોઇએ એ આજનું મુડીવાદી તત્ત્વજ્ઞાન છે.

તે પ્રમુખ મહાશયની નજર પછી મારા ઉપર પડી. તરત મેં સ્કૂલ છોડી.

ગમે ત્યાં જાવ તોય ગરીબની દુનિયામાં શ્રીમંતના પાપ ઉપર પૈસાની ચાદર ઓઢાવવાની. હું સમાજ-સેવિકા બની. ત્યાં શ્રીમંત અને ગરીબનો બહુ ભેદ ન હતો. પણ મારો ગામડાનો અને આશ્રમનો અનુભવ—તે અનુભવ લખવા બેસું તો એક બીજો ગ્રંથ લખવો જોઇએ! જ્યાં જાવ ત્યાં કોલસા તો કાળા જ—એ કહેવત પુરુષોની બાબતમાં ખરી લાગવા માંડી.

આખા પુરુષવર્ગ ઉપર મને ધિક્કાર આવવા લાગ્યો.

ભાષણો આપવા સિવાય મને બીજી કંઇ હોંશ ન હતી. કોઇકવાર મન બેચેન થાય—કોઇકવાર તો હું શું કામ જીવું છું તેની ખબર ન પડે.

બધાં કામ છોડી હું મોટી બહેનને ઘેર રહેવા લાગી. પાંચ-છ સુવાવડ પછી તે બુઢ્ઢી દેખાવા માંડી હતી. બીજું કામ ન હોવાથી હું કેશગૂંથણામાં અને વસ્ત્રાલંકારમાં વધારે વખત ગાળવા લાગી. ધીમે-ધીમે મારા બનેવી મારી સાથે બે-બે ત્રણ-ત્રણ કલાક ગપ્પાં મારવા લાગ્યા. મોટી બહેનને મામલો બગડતો લાગ્યો.

હું દુનિયામાં એકલી છું એ વિચાર મને ઘણીવાર આવતો. એવું મનમાં આવે એટલે મન ક્ષુબ્ધ થતું. રાતે બે વાગે જાગું તો—અરુણ, માફ કરશો, આ કાગળમાં એક અક્ષર પણ હું ખોટો નહીં લખું—હું જાગું તો વિહારીની રમ્ય મૂર્તિ મારી આંખ સામે આવી ઊભી રહે—

પણ વિહારી મારી વાટ જોતો થોડો બેઠો હતો? મેં તેની તપાસ કરી. પાંચ-સાત વર્ષ પહેલાં તે કાંઇક શીખવા અમેરિકા ગયો હતો એટલી ખબર પડી. ઘરબાર વેચીને તે ગયો હતો.

મારા મનમાં આવ્યું, વિહારી ત્યાં સ્થાયી થઇ ગયો હશે. અમેરિકાની એકાદી ગોરાંગી લલનાથી વિહારી ત્રણચાર ભૂલકાંઓનો બાપ પણ થયો હોય તો ના નહીં.

મોટી બહેનના અકારણ દ્વેષથી હું બળતી. તેમાં છાપામાં આવેલા એક સમાચારે ઘી હોમ્યું. સ્કૂલમાં જેનું જીવન મેં મારી નજર સામે આદર્શ તરીકે રાખ્યું હતું તે મી-પ્રિન્સીપાલે એમની જીંદગીમા ચાલીસમે વર્ષે લગ્ન કર્યું—અને તે પણ એક એવા પુરુષ સાથે કે જેને પહેલી પત્ની અને તેનાથી થયેલાં ચાર છોકરાં હયાત હતાં.

આ સમાચારે મને ખૂબ બેચેન કરી. તેવામાં ધનસુખરામ મને મળ્યા. લગ્નની વાત નીકળી અને આગળ-પાછળનો વિચાર કર્યા વિના મેં હા કહી.

મેં લગ્ન કર્યું એટલા માટે કે મને મારા અધિકારનું ઘર મળે, મને સુખથી જીવવા મળે, ઘરની માલિક તરીકે હુકમ બજાવવા મળે. અરુણ—, ગુસ્સો ન કરતા. પણ વીમા-દલાલ સાથે લગ્ન કરી હું તેના ઉપર મોટો ઉપકાર કરું છું એ પૂર્વગ્રહ સાથે મેં પરિણીત જીવનમાં પ્રવેશ કર્યો.

લગ્ન વખતે હું ચોરીમાં ઉભી હતી. મેં જોયું, ખૂણામાં ઊભી-ઊભી ઉષા આંખો લૂછતી હતી. મારા મનમાં શંકા ચમકી. એક ક્ષણમાં પાછળની બધી વાતો યાદ આવી. આખી પુરુષ જમાત એટલે એક જ માળાના મણકાઓ. આમ મનમાં શંકા, અભિમાન, અને પૂર્વગ્રહ બાંધી મેં મારા સંસારની શરૂઆત કરી.

તેનું છેવટ—

પ્રભુએ મને નંદનવનમાં મૂકી હતી પણ તે જ હું કાપવા લાગી. મારા આ ગુનાની મને સારી શિક્ષા મળી. હવે ઉજ્જડ રણમાં મારે જીવન વિતાવવું રહ્યું !

વાવ્યા સિવાય લણાતું નથી, એ નિયમ સુખને પણ લાગુ પડે છે. આ નિયમને મેં ઠોકર મારી. પોકળ, દંભી સમાજ-સેવાની ધૂનમાં મેં સ્નેહનો—જીવનની સંજીવનીનો તિરસ્કાર કર્યો.

નાનપણથી બુદ્ધિ ઉપર અને બુદ્ધિમાંથી ઉત્પન્ન થતા અહં-કાર ઉપર હું જીવતી હતી. વિહારીને બાદ કરીએ તો કોઈને મારા તરફ સ્નેહ થયો ન હતો તેમ મેં પણ કોઈને માટે કૂણી લાગણીઓ અનુભવી ન હતી. હંમેશાં હાથ ઊંચો રાખનારા વૈરાગીનો હાથ, હલનચલનના અભાવે લાકડા જેવો થઈ જાય છે ને ! મારી ભાવનાની પણ તે સ્થિતિ હતી. બાના સુકા ઝુલા હાથમાંથી વહેતી માયા, મીરાં અને અનિલની રમતમાં સ્વચ્છંદે લહેરતો પ્રેમ, તમારા સ્પર્શમાંથી ફુવારાની ઝીણી ઝરમર જેમ ફૂટી નીકળતો મુગ્ધ આનંદ, એ કશાની કિંમત આ અહંકારમાં મને ન સમજાઈ.

કોઈ પણ વસ્તુની કિંમત માણસને તેની ગેરહાજરીમાં સમજાય છે એવો માનવજીવનનો સંકેત નથી શું ?

નીલમને પોતાના મૂર્ખપણાને લીધે તેની કિંમત સમજાઈ નહીં. ઉવાએ તે આંટી—મારા કરતાં તેનો તમારા ઉપર વધારે અધિકાર છે.

સાદી ભોળી ઉષા જે સમજી તે ભણેલી–ગણેલી નીલમને કેમ ન સમજાયું ?

નીલમ પુસ્તકી દુનિયામાં, ચોપડીઓના કિલ્લામાં, વિકૃત વાતાવરણમાં ઊછરી હતી. તેની બુદ્ધિએ તેને ભરમાવી હતી.

કુદરત સાથે વેર કરી, હૃદય પગ નીચે ચૂંથી–ચગદી, માણસ સુખી થતો નથી.

મનુષ્યનું જીવન એ એક નાજુક વેલ છે. જીવનનાં સુખો તે વેલ ઉપર ઊગતાં કુસુમો છે. ભાવનાના શીતળ જળ સિવાય આ વેલ ફૂલતી–ફાલતી નથી. એકલા બુદ્ધિના તાપથી તે સુકાઈ જાય છે. સંસારનાં સુખો સાદી ભાવનામાંથી, સામાન્ય પ્રસંગમાંથી નિર્માણ થાય છે તે મને પહેલી વાર સમજાયું.

થોડા જ દિવસો પહેલાં જોયેલું એક ચિત્ર મને યાદ આવ્યું.

દૂર મૃગજળનો ભાસ થાય છે તે દિશામાં એક હરણ દોડતું જાય છે.

એ મૃગજળમાં ખીલેલાં કમળોની વાસથી તે જાણે ગાંડું બન્યું હતું ! તે છાતીફાટ દોડયા કરતું હતું. પણ મૃગજળમાંનાં પેલાં કમળો દૂર ને દૂર જ જતાં હતાં.

છેવટે એ થાકીને ઊભું રહ્યું.

એટલામાં કોઈ એક પારધીનું બાણ તેને લાગ્યું.

તે જખમી થયું. જખમમાંથી ખળખળ લોહી વહેવા લાગ્યું. તે લોહીની સાથે કસ્તૂરીની સુગંધ પણ તેના શરીરમાંથી બહાર પડવા લાગી.

જે સુવાસથી તે ગાંડું થઈ દોડતું હતું તે છેવટે તેણે ઓળખી. પણ ક્યારે ?—

જીવનની છેવટની ઘડીએ !

નીલમનું પણ આમ જ છે.

અરુણ ! નીલમને આજે આવું કાવ્ય ક્યાંથી સૂઝયું એમ તમને થશે. તેના મનમાંની બધી ભાવનાઓ આજે ખળખળાટ વહેવા લાગી છે. છેલ્લા ચાર મહિનામાં હું કેટલી નવી વાતો શીખી ? દુઃખ માણસને નમાવે છે—સંકટ એ માણસનો ખરો ગુરુ છે.

હું શું શું શીખી, કહું ?

—સુખ કાવ્યની રમુજ કરવામાં નથી. પોતાના જીવનથી બીજાના જીવનમાં સંગીત નિર્માણ કરવામાં તે રહેલું છે.

—સુખ એ માણસોની દુનિયામાં હોય છે, પણ જ્યારે તે બે માણસોનાં હૈયાં એકરૂપ થાય છે ત્યારે તે પ્રગટ થાય છે.

—ત્યાગ એ પ્રેમમંદિરનો પાયો છે. ભોગ એ તે મંદિરનો કળશ છે. પાયા વગર કોઈ પણ મંદિર ઊભું રહી શકતું નથી.

—સમાજસેવા એ પ્રેમનું વિસ્તૃત સ્વરૂપ છે. જેને પોતાના ઘર ઉપર પ્રેમ નથી, જેને પોતાનાં માણસો ઉપર પ્રેમ નથી, તેને સમાજને ચાહતાં આવડવાનું નથી.

આજે તમને ખૂબખૂબ લખું એમ થાય છે. પણ ગમે તેટલું લખીએ તો પણ મનમાં છે તે બધું કહેવાય છે ખરું ?

તમે ઘરમાંથી ગયા ત્યારે મારી આંખ થોડી ઊઘડી, પણ વિહારીએ તેમાં ધૂળ નાંખી. દારૂ પી તમે રસ્તામાં પડયા હતા તે તેણે મને ખાસ બતાવ્યું. હું અભિમાનથી આંધળી બની.

વિહારીએ મારા આ આંધળાપણાનો લાભ ઉઠાવ્યો. એક ચાંદની રાતે—

કૉલેજમાં હતી ત્યારે તેને માટે જે આકર્ષણ હતું, જે વર્ષ-પ્રતિવર્ષ મનમાં દબાયું હતું તે તે ચાંદની રાતે સ્વચ્છંદતાથી નૃત્ય કરવા લાગ્યું.

તમારા પ્રત્યેના તિરસ્કાર અંગે હું તેનો ભોગ બની.

તે મશ્કરીમાં બોલ્યો,

'કૉલેજમાં આપણે હતા ત્યારે અંધારામાં મેં તને ચૂમી હતી ત્યારે તેં શું કર્યું હતું તેની તને ખબર છે!'

આ મશ્કરીમાં કિન્નો છુપાયો હતો એમ મને લાગ્યું—પણ કેટલું મોડું?

એટલામાં પેલી મંજરી તેને મળી.

મને દિવસ રહ્યા છે તે ખબર છતાં તે મારી પાસે આવવાના વાયદા વીતાવવા લાગ્યો.

મને દુનિયાના બધા દેવ-દેવીઓ સાંભર્યાં.

મેં તેને કેટલી વિનંતિ કરી! આપણે બે દૂર ઉત્તર હિંદુસ્તાનમાં જઈએ. ત્યાં પતિ-પત્ની તરીકે રહીએ—આપણા બાળકને રમાડવામાં આપણે દૂર દેશમાં આવ્યા છીએ તે વાત પણ ભૂલી જઈશું.

વારંવાર, દિનપ્રતિદિન મેં વિહારીને વિનંતિઓ કરી, પણ એ પથ્થર પીગળ્યો નહીં.

તેણે શાંતિથી મને ગર્ભપાતની—

મારાં રોમે રોમે આગ ઊઠી. મારા પેટમાંનું બાળક અંદર રડતું–કકળતું લાગ્યું.

'નીલમ ! તું મારી મા નહીં ?'

હું શિક્ષિકા હતી ત્યારે જે–જે છોકરીઓને હું શીખવતી તેમાંની કેટલીકના ચહેરા એક પછી એક મને યાદ આવવા લાગ્યા. કોઈ મને આખા જગતનું રાજ્ય આપે તોય તેમાંની એક પણ છોકરીનું મેં ખૂન કર્યું ન હોત તો—

તો મારા પેટમાંનો જીવ તે છોકરીઓના જીવ કરતાં જુદો હતો?

વિહારીની એ રાક્ષસી સૂચનાનો જવાબ મેં નકારમાં આપ્યો.

તેણે મારી પાસે આવવાનું છોડી દીધું.

આ વખતે તમે ગરીબ–ગુરબાંમાં કામ કરો છો, તે વાત અહીંના એક છાપામાં વાંચી.

મને આશ્ચર્ય થયું. મંજરીનો બંગલો છોડી એક સાદા ઘરમાં તમે કેમ રહેતા હશો, દારૂનું વ્યસન છોડી ગરીબની સેવા કરવામાં તમને કેમ આનંદ થતો હશે, તેનો હું વિચાર કરતી હતી.

ઉષાના સ્નેહે તમારો ઉદ્ધાર કર્યો તે મેં જાણ્યું. પહેલાં મને પુરાણો ખોટાં લાગતાં પણ હવે એક વાત રહી–રહીને મને યાદ આવવા લાગીઃ 'અહલ્યા શલ્યા થઈ પડી હતી પણ

રામના પગની રજે તે સજીવ થઇ હતી.' મને લાગ્યું, 'સ્નેહ એ જગતનો પરમેશ્વર છે.' જે રામને કરતાં આવડયું તે પ્રેમને કરતાં આવડે છે.

મીરાંને લઇ હું એ ગરીબ-ગુરબાંની વસ્તીમાં ફરવા આવી. ઘરડાં માણુસોથી નાનાં છોકરાં સુધી બધાં તમને ભગવાનના માણુસ તરીકે પૂજતાં તે મેં મારી નજરે જોયું. હિંદુ-મુસલમાનના ટંટા, આડોશી-પાડોશીના ઝઘડા, દોસ્તારોની તકરારો—આવાં-આવાં તે નાનકડી દુનિયાનાં નાનાંમોટાં દુઃખો તમે સ્નેહભાવથી અને કાયદાના જ્ઞાનથી કેવી રીતે મિટાવો છો તે જ્યારે જાણ્યું ત્યારે અભિમાનથી મારી છાતી ગજ-ગજ ફૂલી.

કેટલા મહાન પુરુષની પત્ની હોવાનું ભાગ્ય મને મળ્યું હતું! પણુ—

મારા આંગણામાં કલ્પવૃક્ષ હતું ત્યારે ગુમાનમાં ને ગુમાનમાં હાથમાં કુહાડો લઇ મેં તેના મૂળમાં ઘા કર્યા અને જ્યારે તે નહીંવત્ થયું ત્યારે તેની છાયામાં વિસામો ખાવા મળે તે માટે મારું મન ઝૂરવા માંડયું.

પણુ તમારી પાસે આવવાનો, તમારા પ્રેમની ભીખ માગવાનો મને શો અધિકાર છે?

લગ્ન થયા પછી ભાષણો અને એવા નકામા કામોમાં મારો પોતાનો વખત બગાડી હું તમને 'ધ્યેય નથી, કર્તવ્ય નથી' એમ કહી ડાંભતી હતી—

પણુ તમારી આ સેવા જોઇ હું શરમાવા લાગી. ધનસુખરામ શું? હું શું? બીજાં શું! અમે બધાં ગાંડાં માણુસો

છીએ. કિરીટને જેમ સિનેમા–નટીની ઘેલછા લાગી છે તેમ અમને દંભી સમાજ–સેવાનું ગાંડપણ લાગ્યું છે.

પણ જે ગાંડપણ પાછળ લાગ નથી પણ પોતાની મોટાઇ દેખાડવાનો ધંધો છે તે ગાંડપણ શું સમાજનાં દુઃખોને હલકાં કરી શકવાનું છે? સમાજમાં ક્રાંતિ કરવાની શકિત તેના શરીરમાં ક્યાંથી આવે? નીચલા વર્ગની સેવા કરવી હોય તો પોતાના વર્ગનું અભિમાન છોડવું જોઇએ, પોતાનાં સુખ–સગવડો છોડવાં જોઇએ, તે વર્ગ સાથે એકરૂપ થઇ જવું જોઇએ.

ઉષાએ તમારા તરફ જેવો પ્રેમ સેવ્યો તેવો પ્રેમ સમાજ તરફ સેવનારા માણસો જ સમાજની ખરી સેવા કરી શકે.

તમારો ફોટો મારી પાસે ન હતો. ઉષા પાસેથી તે લઇ આવવા મેં મીરાંને મોકલી. તેણે તે આપ્યો નહીં. મને ખબર પડી કે તમારા ફોટા ઉપર પણ મારો અધિકાર નથી.

વિહારીને શરણે ગયા સિવાય બીજો એકે રસ્તો મારે માટે ખુલ્લો નહોતો. મારા કાગળનો તેણે જવાબ આપ્યો,

'જગતમાં તત્કાળ જીવ લેનારી ઘણી દવાઓ અસ્તિત્વમાં છે.'

મારા મનમાં એક જ વિચાર વારંવાર ઘોળાવા લાગ્યો 'ઝેર, ઝેર, ઝેર.'

કેટલા કાગળો ઉપર વિહારીનું એ વાક્ય લખ્યું! મારા હાથ આખો દિવસ આ જ કરતા રહ્યા. દર વખતે હું તે વાંચતાં મૃત્યુના આનંદથી હસતી અને આપઘાતની બીકથી થરથર કંપતી.

મેં ઝેર મેળવી લીધું.

રાત્રે સૂતાં પહેલાં તે પીવું એમ મેં નક્કી કર્યું.

નવ વાગતાં કિરીટની ઓરડીમાં અનિલ અને મીરાં લડવા લાગ્યાં એટલે હું ત્યાં ગઇ.

અનિલે એક વાર્તા સંભળાવવા હઠ પકડી હતી. મીરાં કહેતી હતી—

'એક હતો રાજા. તેને હતી બે રાણી, એક ગમતી, બીજી અણગમતી.'

અનિલ કહેતો હતો,

'મને આવી વાર્તા નહીં જોઇએ. બેય રાણી રાજાને ગમતી હોય તેવી વાત કહેને ?'

મીરાં વારંવાર તેને સમજાવતી,

'એવી વાર્તા હોય જ નહીં.'

હું મારી ઓરડીમાં પાછી આવી. તમારી ગમતી રાણીનું માન ઉષાને હતું તે મારા મનને કબૂલ કરવું પડ્યું.

પણ નીલમ અરુણની માનીતી નહીં તો પણ અણમાનીતી રાણી તો હતી જ. અણમાનીતી રાણી ઉપર રાજા પ્રેમ ભલે ન રાખે. પણ તે કાંઇ તેને રાજમંદિરોમાંથી હાંકી કાઢતો નથી. મેં મનમાં કહ્યું,

'અણમાનીતી રાણીને મરતાં પહેલાં ક્ષણ વાર માટે રાજાને ખોળે બેસવામાં શું હરકત છે ?'

પોતાના માણસનો હાથ હાથમાં લઇ જેમ જીવવામાં આનંદ છે, તેમ મરવામાં પણ છે.

સાડા નવ વાગે હું ઝેરની બાટલી લઇ નાસી છૂટી. તમારું ઘર મને મીરાંએ આગળ દૂરથી બતાવ્યું હતું.

હું દરવાજા બહાર ઊભી રહી કાન દઇ સાંભળવા લાગી.

બહાર દસના ટકોરા વાગવા માંડયા. અંદર તમે અને ઉષા મોટેથી બોલતાં હતાં. એમાં વારંવાર મારું નામ આવવા લાગ્યું. હું ચકિત થઇ.

નીલમ સાથે તમે તમારો સંસાર સુખી કરો, એમ કહી ઉષા બહાર આવવા નીકળી.

તેનું છેવટનું વાકય મારા કાનમાં ઘૂમવા લાગ્યું,

'સુખ એ જ માણસોના જગતમાં હોય છે.'

મારું મન કહેવા લાગ્યું—ઉષા કહે છે તે કાંઇ ખોટું નથી. પણ સુખ એ માણસના જગતમાં હોય તો પણ આ ઘરનાં તે બે માણસો છે—ઉષા અને અરુણ.

હાથમાંની બાટલી હું મોં સુધી લઇ ગઇ. પણ ઉષાનું એ વાકય કાનમાં ફરી સંભળાયું,

'સુખ એ જ માણસોના જગતમાં હોય છે.'

કયાંકથી મને શબ્દ સંભળાયો,

'બા !'

હું એકલી ન હતી. મારું જગત પણ બે માણસોનું હતું. એક હું અને બીજું હજી ચાર પાંચ મહિના પછી આવનારું મારું બાળક.

દરવાજા બહારથી મેં તમને પ્રણામ કર્યા, ઉષાને આશીર્વાદ આપ્યા અને સીધી સ્ટેશન તરફ દોડી.

જતાં–જતાં હાથમાંની ઝેરની બાટલી મેં રસ્તાની બાજુમાં ફેંકી દીધી. તેના કાચ ખડાંગ દેવા તૂટયા.

ઉષાએ અરુણના હાથમાંની દારૂની બાટલી આંચકી લઈ ફેંકી દીધી હશે ત્યારે, તેના કાચ પણ આમ જ અવાજ કરતા ઊડયા હશે એવો વિચાર મને આવી ગયો.

એ બાટલી ફૂટી ત્યારે અરુણનો પુનર્જન્મ થયો.

આ બાટલી ફૂટી ત્યારે નીલમનો પુનર્જન્મ થયો.

અરુણ! નીલમની ચિંતા ન કરશો.

હું તમને મળવા આવીશ. પણ કયારે, શા માટે, તે તમને ખબર છે?

ઉષાને એક વાત પાકી રીતે સમજાવવા—સુખ બે જ માણસના જગતમાં હોય છે એમ નથી, તે ત્રણ માણસના જગતમાં પણ હોઈ શકે છે, એ તેને અનુભવે શીખવ્યું છે કે નહીં તે જોવા.

તે ત્રીજા માણસનું નામ તમે શું રાખશો?

અરુણ! તમારી પાસે બીજું હું કાંઈ માંગતી નથી. એક જ વાત—ઉષાને છોકરી આવે તો તેનું નામ નીલમ રાખશો કે?

મને છોકરો થશે તો તેનું નામ હું શું રાખવાની છું ખબર છે? અરુણ.

તમે કહેશો—છોકરી આવી તો?

તેનું પણ નામ મારી પાસે તૈયાર પડયું છે—ઉષા.'

( સમાપ્ત )

